# સલુકા સંગ્રહ.

## હીંદુ ભાઇઓને વીવા મધે
## અતી ઉપયોગી.



સુધારનાર તથા બનાવનાર, પ્રસીદ્ધકર્તા
ટુંમડીઆ સરૂપચંદ ગલાલચંદ
મુઃ નગર પારકરવાળા,
જીલ્લે સીન્ધ થરપારકર.

---





અમદાવાદ પીરમસા રોજા સામે ધી રાજનગર ટાઇપ ફાઉન્ડરી
પ્રીન્ટીંગ પ્રેસમાં એન૦ પી૦ શેઠનાએ છાપી.

નકલ ૫૦૦

સંવત ૧૯૬૭ સને ૧૯૧૧

કીમત ચાર આના

# ભુડા સંગ્રહ.

## હીંદુ ભાઇઓને વીવા મધે
અતી ઉપયોગી.

સુધારનાર તથા બનાવનાર,


કુંમડીઆ સરૂપચંદ ગલાલચંદ
મુ૦ નગર પારકરવાળા,
જીલ્લે સીંધ થરપારકર.





અમદાવાદ પીરમસા રોજા સામે ધી રાજનગર ટાઇપ ફાઉન્ડરી
પ્રીન્ટીંગ પ્રેસમાં એન૦ પી૦ શેઠનાએ છાપી.

નકલ ૫૦૦

સંવત ૧૯૬૭ — સને ૧૯૧૧


કીમત ચાર આના

# અર્પણ પત્રીકા.



સદા માનવંત મેહરબાંન રા. રા. માહેરાપ્રીય બંધુઓને પુઠે નામ નોંધાવનારને વીનંતી કરવામાં આવેછે, જે આપે મને આ ચોપડી છપાવવાને સારી મદત આપોછો. વળી પણ આપસો એહવી મને ઘણીજ આશા છે. ને મેં આપનો ઘણોજ આભાર માંન્યો છે. માટે હવેથી મહેરબાંની કરીને આ ચોપડી આ કાંમમાં લેવાને અંગીકાર કરસોજી. હું આપને આ ચોપડી ઘણા હેતપુરવક આપુંછું.

લી॰ પ્રીયબંધુ,

કુબડીયા સુરૂપચંદ ગલાલ

ના પ્રણામ વાંચસો.

આ ચોપડી મળવાનું ઠેકાણું.

મુ॰ નગર પારકર.

કુબડીયા સરૂપચંદ ગલાલચંદ

જીલ્લે સીંધ થરપારકર.

# સાંકળીયું.







# સલુકા સંગ્રહ.

## પ્રારંભ.

### મંગલાચરણના દુહા.



સાસન નાયક સુખકરૂં, વંદુ આદી જીણંદ;
આગ્રંથ હું રચના કરૂં, જેમ મન થાય આણંદ. ૧
સહાય કરજો કુલ દેવતા, જેમ મનોરથ પુરણ થાય;
જૈન સાસન માંહે સોભતા, ચક્રેસરી આદે માય. ૨
સર્વે દેવ સમરૂં સદા, સુદ્ધ મતિ આપજો દેવ;
પ્રેમ ધરી પ્રણમું તદા, કરૂં તમારી સેવ. ૩
વીવા ઓચ્છવ વધામણો, વાંચે સલુકા સાર;
ક્ષત્રિ વંસના રાજતણો, સાંભળે છે નરનાર. ૪
વીવા સમો સારૂ નહિ, હરખ ઘણો મન થાય;
ચતુર નર વાંચે રહિ, નહિ વાંચે મુરખ જણાય. ૫
દાસ જાણીને આપનો, કરજો સર્વે કૃપાય;
દાસ સરૂપચંદ ગુણ ગાવતાં, હરખ ઘણો મન થાય. ૬

## સાલીભદ્ર શેઠનો સલોકો.

સરસ્વતી માતા તુજ પાય લાગું, દેવ ગરૂ તણી આજ્ઞા માગું;
સાલીભદ્ર સાહનો કહું સલોકો, એક ચીતેથી સાંભળજો લોકો. ૧
નગરી રાજગ્રહી અતી ઘણી સારી, માંહે વસે છે મોટા વેહેપારી;
રાજ કરે છે સર્ણીક રાજા, જૈન ધર્મને પાળે છે પ્રજા. ૨
તેહનો પુત્ર અભયકુંમાર જાણું. પ્રધાંન પદવીમાં સારો વખાણું,
ગોભદ્ર શેઠ વસે છે સારો, તેહને ઘરે નથી દ્રવ્યનો પારો. ૩
ભદ્રા નામે તો નારીજ જાણું. રૂપે તો ઇંદ્રાણી સમ વખાણું;
ગોવાલીયે આપ્યું મુનીવર દાન, પુર્ણ કર્યાં છે આયુષ માંન. ૪
ભદ્રા કુખે તો અવતાર લીધાં, જણે આતમ તો કારજ કીધાં;
નવ માસને શુભ દીવસ સારો, જનમ્યા છે પુત્ર અતી રૂપાળો. ૫
નામ આપ્યું છે સાલીકુમાર, શોભે છે ઇંદ્ર તણો અનુંસાર;
લાલન પાલન મોટાજ થાએ, બત્રીસ કન્યા તસ પરણાવે. ૬
એહેની સુભદ્રા અતી રૂપવંતી, શેઠ ધનાને પરણાવે સતી;
ગોભદ્ર શેઠ દેવલોક થયા, મુકી શરીરને દેવલોકે ગયા. ૭
તીહાં થકી મન મુકલ ઘણું, નિસદીન નવાણું પેટીજ જાણું;
સુખ ભોગવે દેવલોક જેવા, રાંણી બત્રીસ કરે નીત સેવા. ૮
એક દીન નગરીમાં વેપારી આવ્યા, રતન કંબળ વેચવા લાવ્યા;
ફર્યા નગરીને રાજ દરબાર, કોઈ ન મુલવે કંબળ સાર. ૯
ત્યારે વેપારી થયા ઊદાસ, હવે શું કરશો દ્રવ્ય નથી પાસ;
એવો વીચાર તેજ કરે, નીસ દીન નગરી સર્વેમાં ફરે. ૧૦
ફરતાં ફરતાં તો આવ્યા છે જીહાં, જીહાં સાલીભદ્ર રહે છે તીહાં;
ભદ્રાજી કહે શેઠજી આવો, અમાં જોવો તો કાંમ બતાવો. ૧૧
શેઠજી તમે ઊદાસ દીસો, એવું શું દુખ પડયો ઝીસો;
નવ શેઠીઆ બોલ્યા ત્યાં વાંણી, સાંભળો વાત કહું શેઠાણી. ૧૨

રતન કંબળ અમે વેચવા લાવ્યા, મુઘો મુલ્ય છે તેહથી ન વેચાયા;
મુલ્ય આપીને કંબળ લીધા, જઈ બત્રીસ વહુ વહેંચીને દીધા. ૧૩
કંબળના બએ કટકાજ કીધા, બત્રીસે વહુએતો વેહેંચીને લીધા;
વીસલાખ દીધા છે દાંમ, વેપારીઓના થયા છે કાંમ. ૧૪
નાહી ધોઇને અગ લુંછીને નાંખ્યા, ભંગીયે તેતો લાવીને રાખ્યા;
ભંગણી પાંણી ઓઢી તેજ ફરે, રાજા સરણીકને ઘરે કાંમજ કરે. ૧૫
ત્યારે દીઠો છે ચેલણા રાંણી, હઠ લીધો છે રાજાથી તાંણી;
માહરે માટે એ કંબળ લાવા, નહી લાવો તો મારેજ મરવો. ૧૬
ત્યારે રાજા તો ભંગી તેડાવ્યો, રતન કંબળ તું ક્યાંથી લાવ્યો;
વળી ભંગીયા બોલ્યા છે વાંણી, સાંભળો રાજા ચીતજ આંણી. ૧૭
સાલીભદ્ર શેઠ વસે છે સારો તેને નથી ધનનો પારો;
નાહી ધોઇને ખારમાં નાંખ્યા; તેના અમોએ લાવીને રાખ્યા. ૧૮
રાજા વિચારે એ કેવો ધનવંતો, રતન કંબળથી અંગ લુંછતો;
આતો દીસે છે અચરજ જેવું, તેતો માહરે જોવાને જાવું. ૧૯
રાજા ત્યારે તો પ્રધાન તેડાવે જાવાની તો સાંમગ્રી કરાવે;
હાથી ઘોડાને રથ તુંખાર, સાથે મંત્રી અભયકુંમાર. ૨૦
[illegible]આવે નગરી મોઝાર, જાવું છે સાલીભદ્રને દુવાર;
દેખી મહોલને પાંમ્યા વીશ્રાંમ, આતો દીસે છે જોવા જેવું કાંમ. ૨૧
માતા ભદ્રાજી સામૈયુ લાવે, થાળ ભરીને મોતીડે વધાવે;
જોવા મહોલતે રાજાજી જાય, જાતાં જાતાં ત્રીજે ભુવને જાય. ૨૨
જાયુ તો દીસે છે જળથી ભર્યો, ત્યારે રાજાયે વીચાર કર્યો;
અભય કુમાર કીધી છે બુદ્ધી, નાંખી વીંટીને લીધી છે સુદ્ધી. ૨૩
થયો ખડકો ને નવ વીચાર્યો, આતો દીસે છે કાચથી ભર્યો;
સર્વે જણ તો તીહાંજ રહ્યા, ભદ્રાજી સાલીભદ્રને તેડવા ગયા. ૨૪
ઊઠો બેટા સરણીક આવ્યા, તમો તો તીહાં આવીને જાયા;

ત્યારે સાલીભદ્ર બોલ્યા છે વાંણી, અમને માતાજી શું પુછો છો જાંણી. ૨૫
લઇ વેચાઊને આપજ્જો દાંમ, નાંખી વખારમાં કરજ્જો કાંમ;
ત્યારે ભદ્રાજી બોલ્યા છે એવું, એતો નથીજ લીધાજ જેવું. ૨૬
એતો આપણો ધણી કેવાય, એહની આજ્ઞાથી અહીં રેવાય;
તેનો રૂડે નહી આપણો ભાર, એવા જોરવર રાજ દરબાર. ૨૭
હું નથી જાણતો માહેરે નથી નાથ, માહે રાથા વધારે એહની આથ;
એવો વીચાર કરે છે તેણી વાર, આવી ઊતરે છે ભુવન મોઝાર. ૨૮
સાત ભુમીથી નીચાં ઊતરતાં, પરસેવો થયાં ઘણું આવતાં;
આવી રાજાને નમસ્કાર કીધો, જોઇ રાજાયે જવાજ દીધો. ૨૯
રાજા જોઇ આપી રજાય, સાલીભદ્ર પાછા મહોલે તે જાય;
સાલીભદ્ર રહે ઘણા ઊદાસ, એટલે આવ્યા વીર ચરમેસ. ૩૦
સાલીભદ્ર ઘણા હરખે ભરાય, સાથ સર્વે લઈ વાંદવા જાય;
વીરતણી તો સાંભળી વાંણી, સર્વે સંસાર અસાર જાંણી. ૩૧
નીસ દીન વ્રત પચખાંણ ધરે, પરીચય સર્વે છેડેવા કરે;
દન દન એકેકી તજે છે નાર, જેહને સંસારથી ઊતરવાં પાર. ૩૨
બત્રીસ રાંણી તો વીલાપ કરે, પાપ પડીને એમ ઊચરે;
અમને કેમ છેડો છો સાહસ ધીર, આંખે વહે છે ભાદરવો નીર. ૩૩
ભદ્રાજી કરે વીલાપ અપાર, ઘણા દુખથી આંસુની ધાર;
એવી રીતે તો થાય છે તીહાં, સુભદ્રા ધનો બેઠા છે જીહાં. ૩૪
સુભદ્રા નવરાવે નીજ ભરતાર, આંખે વહે છે આંસુની ધાર.
ત્યારે ધનજી બોલ્યા છે વાંણી, સાંભળો કાંમની ચીતજ આંણી. ૩૫
શામાટે રૂદન કરે છે નારી, એવું શું દુખ પડ્યા છે ભારી;
ત્યારે શુભદ્રા બોલે છે વાંણી, સાંભળજો નાથ ચીતજ આંણી. ૩૬
મુજ બંધવ સાલીકુમાર, તેહ છોડે છે એકેકી નાર;
ધનો ભણેરે સાંભળ તું નારી, તારો ભાઇ છે કાયરભારી. ૩૭

ત્યારે બોલ્યા છે સુભદ્રા સતી, મુંજ બંધવ સમ જગતમાં નથી;
કહેતાં વાત સોહલી નાથ, મુકતાં સંઘળી દોહીલ આથ. ૩૮
ધનો ભણે સાંભળ પ્યારી, મેં મુકી છે આઠેજ નારી;
તવ સુભદ્રા વીલાપ કરે, ઘણો રૂદનને આંસુજ ઝરે. ૩૯
સુભદ્રા કહે સાંભળોવાત, શા માટે મુકો બીજગે સાત;
ધનો ભણેરે સાંભળ નાર, ઘણો દુખનો એણે સંસાર. ૪૦
સપ્ના રૂપીનો એરે સંસાર, જે છાડ તેને સુખ અપાર;
મધ બીંદુ સમ સંસાર જાણો, પાછળ પડી છે નરકની ખાંણે; ૪૧
એમ સમજાવી ધનો નીસર્યો, જાઇ સાલીભદ્ર શાહને મળીયે;
જાઇ સાળાને કીધો છે સાદ વેગા ઉઠો તો છોડી પરમાદ. ૪૨
કાળ આહેડી નીત ભમે છે; પાછળ રહીને શું જોયું છે;
સાલીભદ્ર ઉઠયા તેણીવાજવાર, સાળો બનેવી ચાલ્યા નીરધાર. ૪૩
આવ્યા છે શ્રી વીરની પાસ, જઈ બોલ્યા છે ઘણે ઉલ્લાસ;
ઓ પ્રભુજી અમને ઉગારો, સંસાર સમુદ્રથી પાર ઉતારો. ૪૪
આપી દિક્ષાને કરો ઉદાર, જેમ થાય વળી ભવનો પાર;
ત્યારે પ્રભુજી દીક્ષાજ આપે, જન્મ મરણના સંકટ કાપે. ૪૫
પંચ મુટી તો લોચન કીધો, ઓઘો મુહપતી પ્રભુજી દીધો;
કરે તપ જપ ધ્યાંન અપાર, મન મધે સમરે છે શ્રી નવકાર. ૪૬
એક દીન માસ ક્ષમણને પારણે જાય, પ્રભુજીને તો લાગે છ પાય;
ત્યારે વીરને પુછે છે સાર, અમને કુંણ આપશે સુજતો અહાર. ૪૭
પારણુ થાશે માતાને હાથ, એમ બોલ્યા છે જગતનો નાથ;
ગોચરી કરવા ચાલ્યા મુંનીરાય, જાતાં જોતાં તો નીજ ઘેર જાય. ૪૮
ઘરે આવ્યા નવી ઓરખ્યા માય, મુનીવર પાછા ફરીને જાય;
મુનીવર ફરે નગરી મોઝાર, મેયારડી સામી મળી તેણી વાર. ૪૯
મુનીવર દેખી હરખે ભરાય, મહીતણાતો દાંન અપાય;
ત્યારે મુનીને ઘણો વહેમજ થાય, દાંન નથી આપ્યું મુંજને માય. ૫૦

ત્યારે બોલ્યા છે ત્રીલોકી નાથ, સાંભળજો તમે સર્વે સાથ;
ગોરસ વહોરાવ્યો મૈયારડી જેહ, પુર્વ જનમની માતા હતી તેહ. ૫૧
મુનીવર કર્યા છે અહારજ પાંણી, પછી મનમાં એમજ જાણી;
આવી પ્રભુને પાયજ લાગે, અણસણ કરવાની આજ્ઞા માંને. ૫૨
વીર પ્રભુ તો આપી રજાય, મુનીવર ઘણા હરખે ભરાય.
જઈ ચડયા છે ગીરી વૈભાર, સીલા એક દીઠો તેણીજ વાર. ૫૩
તીહાં કને તો અણુસણ લીધું, જેણે આતમનું કારજ કીધું;
હવે ભદ્રાજી વાંદવા આવે, એતણેર સર્વે પુત્રનો લાદે. ૫૪
સરણીક આદે શ્રાવક બહુ, વાંદવા આવ્યા છે લોકજ સહુ;
વાંદી પ્રભુને વાંદ્યા મુનીરાય, પુત્ર જોવે છે ભદ્રાજી માય. ૫૫
ત્યારે બોલ્યા છે ભદ્રાજી માય, નથી મુનીવર કયાં તે જાય;
ત્યારે બોલ્યા વીરજી એમ, એતો ગયા છે ગીરી વૈભારમ. ૫૬
ત્યારે સર્વે થયા ઊદાસ, સર્વે ગયા છે ગીરીવર પાસ.
મુનીવર ઝીલે ધ્યાન મોઝાર, સૌને થયો છે દુખ અપાર. ૫૭
સર્વે કરે છે આસુનીધાર, મળીસે વળી બત્રીસે નાર;
કરે વીલાપ ભદ્રાજી માય, સૌના મનમાં ઘણા દુખાય. ૫૮
મુનીવર ધ્યાન ધરે સાર, રૂદન કરે છે બત્રીસે નાર;
કૃપા કરજો મારા નાથ, એકવાર બોલો અમારી સાથ. ૫૯
માતા ભદ્રાને દુખ અપાર, નયણ ઊઘાડી જોવા નીરધાર;
ત્યારે સાલીભદ્ર ઊઘાડી આંખ, મુકી દેહને દેવલોકે સુખ. ૬૦
ધનો પાધરો મોક્ષજ જાય, જનમ મરણના દુખ કપાય;
ધન ધન એહવા નરને સાર; જેના નાંમથી થાય દુખનો પાર. ૬૧
જે ગાસે છે તે જે સાંભળસે, તેહના મનના મનોરથ ફળશે;
તીથી આઠેમ સુદની જાણું, માસ ફાગણ સારો દેખાણું. ૬૨
સંવત ઓગણીસ સણુસઠ મોઝાર, રૂડો વારતો બુધજ સાર;

ગાંમ નગરને પારકર દેસ, મુલક સીંધ માહે સા ભદા ર.સ. ૬૩
શેઠ શ્રાવક વસે છે ઘણા શ્રીમાલી વીગેરે જાતજ તણા;
વીસા શ્રીમાલ જાત હું જાણું, તે મધે કુબડીયા જાત વખાણું. ૬૪
કુબડીઆ દેવચંદ ને ગલાલસુત, જૈનધર્મીને ઘણા વીનત;
કીધો સલાકો દેવપસાય, કવીજન તમે કરજો સહાય. ૬૫
ભુલ ચુકની માફજ કરજો, ઊતમ જનના ગુણ દીલમાં ધરજો;
કુબડીઆ સરૂપચંદ એણીપરે બોલે, ન આવે ધના સાલીભદ્રને તોલે. ૬૬

---

## રાંમચંદ્રજીનો સલોકો.



સરસતી માતને સીસ નમાવું, ઊતમ નરના ગુણજ ગાવું;
મુંજ માતા આપો બુદ્ધી અતી સારી, કહુ સલોકો મન વીચારી. ૧
રાંમચંદ્રનો કહુ સલોકો, પ્રેમ થકી તો સાંભળજો લોકો;
જેના નાંમથી દુખજ જાય, જનમ મરણના સંકટ કપાય. ૨
નગરી અયોધ્યા દસરથરાય, જેહને ઘરે જનમજ થાય;
માતા કૌસલ્યાયને જનમયા છે રાંમ, જેહનુ શરીર છે ઘનજસાંમ. ૩
રાંણી સુમીત્રાને લખમણ તંન, જેણે રાખયું છે રાંમથી મંન;
ભરત નામેનો ત્રીજો કેવાય, જેહની માતા કેકઇ થાય. ૪
સતરૂઘન નામે નાંનેરો ભાઇ, ચારે ભાઇને પ્રીત બંધાઇ;
રમે જમે છે સરવે સાર, જેહનો ઘરે નથી પુંનયનો પાર. ૫
રાજા દસરથ ઘણા હરખાય, સરવે માતાને ઉમંગ થાય;
ભણવા મેલયા છે ગુરૂની પાસ, સરવે વિધાનો કરે અભ્યાસ. ૬
ભણી વિધાતો હુસીયાર થાય, પરીક્ષા દેવા કુંવર જાય;
રાજા જોઇને અતી હરખાય, ઘણા દ્રવ્યતો ગુરૂને દેવરાય; ૭

જનકપુરીમાં જનક છે રાજા. પુત્રની પેરે પાળે છે પ્રજા;
ભામંડલ નામે પુત્રજ થાય, વેરી દેવતા હરીને જાય. ૮
તેહને ઘરે જન્મ સીતાનુ થાય, સરવે સતીમાં મોટાં ગણાય;
સ્વયંવર મંડપ રચ્યો છે સારો, જેહની શોભાનો નથીજ પારો. ૯
સઘળા દેસમા પત્ર લખાવે, સર્વે દેસના રાજા તેડાવે;
અયોધ્યાપુરીમાં પત્રજ આવે. દસરથ રાજાને અતી ઘણો ભાવે. ૧૦
પત્ર વાંચીને તૈયાર થાય, રાંમ લક્ષ્મણ ભેગાજ જાય;
આવી પહોંચ્યા છે જનકપુરમાંય, સર્વે દેસના રાંણાને રાય. ૧૧
સ્વયંવર મંડપની રચનાજ કીધી. સર્વે રાજાને બેઠક દીધી;
સીતાજી ઊભાં લઇ વરમાળા, સર્વેને જુવે છે અમૃતધાળા. ૧૨
જનક રાજાની મરજી એવી, ધનુષ ચડાવે સીતાને દેવી;
સર્વે રાજાનો જોવાને જાય, કોઇની તે મધે હામ ન થાય. ૧૩
ઊઠ્યા રાંમચંદ્ર તેણીજ વાર, ધનુષ ચડાવ્યો નવ લાગી વાર;
આવી સીતાજી વરમાળા નાંખી, સર્વે લોકો તો રહેજો સાખી. ૧૪
રામચંદ્રજી સીતાજીને વળીઆ, સૌના મનના મનોરથ ફળીયા;
સીતાનું આપ્યું કન્યાજ દાંન, વળી આપ્યું છે તુલસીનું પાંન. ૧૫
હાથી ઘોડા ને દીધાં છે ગાય, આપ દાનતો જનકરાય;
રાંમ લક્ષ્મણ તૈયાર થાય, ઘરે જાવાની માંગે રજાય. ૧૬
જનક રાજાતો આપી રજાય, સર્વે સાથ તો તૈયાર થાય;
દસરથ રાજા તો પામ્યા વધાઇ, રાંમ થયા છે જનક જમાઈ. ૧૭
કરી સાંમૈયું ઘરેજ લાવે, માત પીતાને હરખજ થાવે;
રાંમ લક્ષ્માણ લાગે છે પાય, માત પિતાને હરખજ થાય. ૧૮
આવી સીતાજી લાગે છે પાય. માતા કૌશલ્યા હરખે ભરાય;
એક દીન બેઠા દસરથરાજ, હવેતો કરવું આત્મનું કાજ, ૧૯
રાંમચંદ્રને રાજ આપીસું, આપણે આત્મનું કાંમ કરીશું,

ાત સાંભળી કેકઇ રાંણી, મથીલા નામેનો દાસી મેં જાણી. ૨૦
.જાયે પ્રથમ વચન દીધાં, કેકઇ તેતો સંભાળી લીધાં;
ાગ્યા વચન તેણીજ વાર, સાંભળો નાથ આપો આ વાર. ૨૧
, કેકઇ સાંભળો રાય, ભરત કુંવર રાજ અપાય;
.મને મુકો વનમાં સાર, એવી રીતેનો કરજ્યે આ વાર. ૨૨
ત્યારે રાજા તો ઘણું સમજાવે, વીણુસે કારજને કીણી મુકી આવે;
ત્યારે રાજા ઉદાસ થાય, વચન થકી તો નવ બોલાય. ૨૩
રાંમ તેડાવે તેણીજ વાર, કીધી વાત તે નવ લાગી વાર;
રાંમચંદ્ર તો તૈયાર થાય, પિતાને વચને ઘણા હરખાય. ૨૪
ત્યારે લક્ષ્મણને થઈ છે જાંણ, આવી રામથી બોલે છે વાંણ;
હુતો તમારા સાથેજ આવું, ભાઇ તમારાથી જુદું નવ થાવું. ૨૫
રાંમ લક્ષ્મણ તૈયાર થાય, આવી માતાને લાગે છે પાય;
રાંમ સીતા પાસે માગે રજાય, સર્વનું મન ઘણું દુખાય. ૨૬
ત્યારે બોલ્યા છે સીતવા સતી, તમારી સાથે આવીસ હું પતી;
રાંમ કહે સાંભળ નારી, વન મધે તો દુખ છે ભારી. ૨૭
નથી ઘરને વસરાંમ ઠાંમ, રાત દિવસ વળી વનથી કાંમ;
ત્યારે બોલ્યા છે સીતાજી એવું, નાથ તમારે મુકી નવ જાવું. ૨૮
મુકી જાસો તો નવ રહેસે પ્રાંણ, સાંભળો નાથ ચતુર સુજાણ;
માટે નાથજી સંગાથે આવું. તમારે કંથજી મુકી નવ જાવું. ૨૯
માત પિતાને લાગે છે પાય, સર્વેના મન ઘણા દુખાય;
લઈ રજાને ત્રણે નીસળીયા, જાઇ વનને રસ્તેજ ચડીયા ૩૦
દસરથ રાજાતો સંજમ લીધો, જણે આતમનો કાંમજ કીધો;
જૈન ધરમ પ્રમાણ છે એવું, તેહ પ્રમાણે મંહેરે કહેવું. ૩૧
સરૂપ ગલાલ એણીપરે બોલે, ન આવે કોઇ રાજા દસરથને તોલે;
ભરતજીતો હતા નહી ઘરે, ત્યારે તો બનેલી સર્વે પેર. ૩૨

ભરતને ખબર પોતી છે જ્યારે, મુકી મુશાળને આવ્યા છે ત્યારે;
આવી માતાને બોલે છે એવું, તાહેરૂં મુંખ નથી જોયાજ જેવું. ૩૩
ધીક્કાર માત તાહેરી વાત, વંન મધે તો મુકયા મુજ ભ્રાત;
બીજી માતાને લાગે છે પાય, રાંમ લક્ષમણુને તેડાવું માય. ૩૪
ભરત રાજા તૈયાર થાય, રાંમ લક્ષ્મણને તેડવા જાય;
હાલતાં આવે વન મોઝાર, રામ લક્ષમણ દીઠા કુમાર. ૩૫
આવી રાંમને લાગે છે પાય, ચલો ભાઇ હવે અયોધ્યામાંય;
આવી રાજતો તુમેજ કરો, એટલી વીનતી દિલમાં ધરો. ૩૬
રાંમચંદ્ર તો બોલે છે વાણી, પોતાનું વચન કેમ જાય જાંણી;
બાર વરસે તો ઘરે આવીસું, સઘળી વાતનો ત્યારે કરસું. ૩૭
ભરત રાજાને ઘણું દુખજ થાવે, પાય લાગીને પાછાજ આવે;
રાંમ લક્ષમણ રહે વન મોઝાર, ફળ ફુલનો કરે છે અહાર. ૩૮
સીતાજી તો રહે છે સાથે, પતીનું વચન ઉપાડે માથે;
સુખ દુખ સહે વનમાં સાર, ધન ધન સતી સીતાનાર. ૩૯
જેહ નર સતી તણા ગુણ ગાસે, તેહના દુખ સર્વે જાશે;
ધન ધન સતી સીતાવાનારી, કહે સરૂપચંદ જાઊ બલીહારી. ૪૦
હવે રાવણની કહુંછું વાત, સાંભળજો તમે મહેરા ભ્રાત;
રાક્ષસ નામેતો દ્વીપજ જાંણું, નગરી અનોપમ લંકા વખાણું. ૪૧
છયાસી જોજન નગરી વીસતાર, તેહનો કહેતાં હું નહ લહુ પાર;
રાજ કરે છે રાવણ રાજા, રૂડી રીતે તો પાળે છે પ્રજા. ૪૨
કુંભકરણ સરીખા જેને છે ભાઇ, ઈંદ્રજીત સરીખા બેટા સવાઇ;
સહસ બત્રીસ રાવણને રાંણી, તેમહિ માંનેતી મંદોદરી જાણી. ૪૩
એહવા જોરવર રાવણ રાજા, જેણે જીતના બગડાવ્યા વાજા;
એક દીવસ લક્ષમણ વનમાં જાય, જોતા વનતો હરખ ભરાય. ૪૪
દીઠું ખડગ લીધું તેણુંજ વાર, ફેરવીને જુગે છે લક્ષમણ કુમાર;

રાવણનો ભાણેજ સણુંક નામે, તેતો તપ કરે છે તેણેજ ઠામે; ૪૫
લાગ્યું ખડગને પામ્યો છે મરણ, છેદાણું મસ્તક પડીયા છે ધરણ;
ત્યારે લક્ષ્મણે વીચાર કીધો, વગર વાંકેતો પ્રાણજ લીધો. ૪૬
લક્ષ્મણ થયા ઘણા ઉદાસ, ખડગ લઇ આવ્યા રામની પાસ;
રાંમ પુછે છે સર્વે પેર કહે લક્ષ્મણ થાશે કોઇકજ વેર. ૪૭
ખરખગ નામે વીદ્યાધર રાય, તેનો રાવણનો બનેવી થાય;
સુપરનેખા રાવણની બેનજ થાય, પુત્ર મરણથી ક્રોધે ભરાય. ૪૮
બદલાવી રૂપ આવી રાંમની પાસ, અમને પરણો ઘણે ઉલાસ;
રાંમ લક્ષ્મણ કપટ જાંણી નાક કાંનતો કાપ્યા છે તાંણી. ૪૯
પાતાળ લંકાનો ખરખગરાય, તેહની અસ્ત્રી સુપરેનખાજ થાય;
આવી કહી છે સરવે પેર, માર્યો પુત્રને કર્યા છે કેર. ૫૦
ખરખગ રાજા ક્રોધે ભરાય, સજ્જ લશ્કર ને લડવા જાય;
ત્યારે રાંમને થઇ છે જાંણ, લક્ષ્મણજી લીધા ધનુષને બાંણ. ૫૧
થઇ લડાઇને લવ લાગીવાર, લક્ષ્મણજી આપે ઘણોજ માર;
એવી રીતે તો થાય તીહાં, રાવણ સભા ભરી બેઠા છે જીહાં. ૫૨
સુપરનેખા તો આવીને બોલે, નથી બળીઆ કોઇ તાહેરે તોલે;
રાંમ લક્ષ્મણ નામે છે કુમાર, તાહેરા ભાણેજને માર્યો છે ઠાર. ૫૩
કાંન નાક તો કાપી તે લીધાં,એહવા અપમાંન માહેરા કીધા;
સીતાના રૂપનાં કરે વખાણ, ત્યારે રાવણને થઈ છે જાણ. ૫૪
લાવું સીતા તો અનજ ભાવે વીનાસ કાળે તો હીણું બુધી આવે,
ત્યારે રાવણ આવ્યો વીચારી, રાંમ બેઠા નવ હરાય નારી; ૫૫
કપટી રાવણે નાદજ કીધો, ભાઇ લક્ષ્મણ આવજે સીધો;
બાંધી હથીઆર નવ લાગી વાર, રાંમચંદ્ર જાય લડવાને સાર. ૫૬
લડવાને જાય છે પોતેજ રાંમ ત્યારે રાવણનાં થાયે છે કાંમ;
એકલી જાંણી ઊપાડી લીધી, જાઇ વીમાનમાં બેસાડી દીધી. ૫૭

જટાયું પંખીને ચડી છે રીસ, જાણે રાવણનું છેદુંજ શીશ;
શીશ કરીને ચાંચજ મારી, રાવણના વસ્ત્ર નાંખ્યા છે ફાડી. ૫૮
ત્યારે રાવણને ચડી છે રીસ, કાપી પાંખને નથી છેદ્યું સીસ;
આગળ જતાં તો વીદ્યાધર મળીયો, ભામંડલની એવા જાણીને લડીયો. ૫૯
માર્યો રાવણે ઘણોજ માર, વીદ્યાધર થકી પડયો નીરધાર;
સીતાજી કરે રૂદન અપાર, આંખે વહે છે આંસુની ધાર. ૬૦
એવી રીતે તો વિલાપ કરે, મન વસે પ્રભુનું ધ્યાનજ ધરે;
વળી સીતાજી ઘણા ગભરાય, સતી તણું તો સીયલ કેમ ન જાય. ૬૧
અરે પાપી તુ મત અડજે મુજને, નહીકા સરાપ દઇસ તુજને;
વળી સીતાજી એવુંજ બોલે, ન આવે કોઇ મારા નાથને તોલે. ૬૨
રાંમને ખબર પડસે જ્યારે, તારૂં ઠામ ફોડશે ત્યારે;
સીતાજી જાણે હવે કેમ થાય, પ્રાંણ જાતાં પણ સીયલ નવ જાય. ૬૩
માસ છની અવધ કરૂં છું, નહી માને તો પ્રાણ હરૂં છું;
વળી રાવણ મનમાં વીમાસે, ભલા છ માસ હમણાં વહી જાશે. ૬૪
ધન ધન સતી સીતા કેવાય, કહું સરૂપચંદ હું લાગુ છું પાય;
ખરખગના તો લીધા છે પ્રાણ, જાઇ પોતયા છે રામચંદ્ર જાંણ. ૬૫
સાંભળ માહેરા લક્ષ્મણ ભાઇ, સીંહનાદ તુમે કેમ કર્યો જાઇ;
લક્ષ્મણ કહે વાત ન જાંણું, એતો કાંમ છે કપટ તણું, ૬૬
રાંમ લક્ષ્મણ પાછાજ વળીયા, મારગ માંહેતો અપસુકન નડીયા;
રાંમ કહેરે લક્ષ્મણ ભ્રાત, આજ થાસે વળી કોઇક ઊતપાત. ૬૭
આવી જુવે છે નવ દીઠી સીતા, ત્યારે ઘણી થઇ છે ચીંતા;
રાંમ લક્ષ્મણ બેઉ તુજ કરે, એહવો કુણ છેરે સીતાને હરે. ૬૮
જોયા વનને સઘળાજ ઠાંમ, જોયા નગરને મોટડા ગામ;
વીરાધ રાજાને ગાદીજ આપી, પાતાળ લંકાયે ટીલોજ થાપી. ૬૯
હવે કહું છું સુગ્રીવની વાત, સાંભળજો તમે માહેરા ભ્રાત;

વાંનરદ્વીપને કીસકંધા ગાંમ. તેહના રાજાનું સુગ્રીવ નામ. ૭૦
તારા નામે તો રાંણી છે સારી, અંગદ નામે ભત્રીજ ભારી;
સાહસગતી નામે વીદ્યાધરરાય, તારા ઉપરતો મોહે ભરાય. ૭૧
કરી તપને વેસજ લીધો, જાણે બીજો સુગ્રીવ કીધો;
કપટ કરીને પ્રવેસ કીધો. ખબર પડીને જાવા ન દીધો. ૭૨
અંગદ નામે તો વારા કુમાર, જાવ ન આપે રાજાકરાર;
સુગ્રીવતે જમાઇ હનુમાંન થાય, મહા બળવંતો જેતેંધો કેવાય. ૭૩
બેહુના રૂપ સરીખા જણાય, તેહનો પારખો કોઇથી નવ થાય;
સર્વે બેસીને વીચાર કીધો, રાંમ લક્ષ્મણનો સરણો લીધો. ૭૪
ત્યારે બોલ્યા છે રામચંદ્ર વાંણ, તેની કરસુ અમેજ જાણ;
તેડી રાંમને કીસકંધા આવે, સુગ્રીવના દુખ સર્વે જાવે. ૭૫
ભણી મંત્રને માર્યો છે બાંણ. સાહસગતીના લીધા છે પ્રાણ;
રાંમ કહેરે સુગ્રીવરાય, સીતાયે કોઇક [illegible] જાય. ૭૬
ખબર લેવા મુકો કોઇ સુરો, કસી વાતે તે ન હોય અધુરો;
સર્વે સીતાને સોધજ કરે, ફરતાં ફરતાં [illegible] ગજે. ૭૭
આપ્યા તેણે સર્વે સમાચાર, રાવણ [illegible] નારધર;
ત્યારે સર્વેને થઇ છે જાણ, રાવણ [illegible] છે હરણ. ૭૮
ઊડો હનુંમાંન વેગે જઇ આવો, [illegible] ખબર લાવો;
આગ્યા લઇને હનુંમાંનજી ચાલ્યો, વીમાન હનુંમનનો આકાસમાં હાસે. ૭૯
તાકીદથી પોતા છે લંકાને દ્વાર, અસોકવીચાંગે માર્યો છે દ્વાર;
પરણ્યા લંકા સુંદરી તામે, તેહના બાપને માર્યો તે ઠાંમે. ૮૦
ઉઠી પ્રભાતે નગરીમાં જાય, સરવે ઠેકાંણે જોવે કંપી રાય;
ચોરાસી ચોટા બત્રીસી બજાર, વળી જોયા છે ઘરને બાર. ૮૧
બાગ બગચી જુવે છે ચાલી, રાવણને એક બાગ છે વાલી;
તેહમાં રહે છે સીતવા નાર, ચોકી પોરા નથી એજપાર. ૮૨

આસોપાલવને બેઠા છે છાંય, નાંખી મુદ્રીકા ખોળાજ માંય;
દેખી મુદ્રીકા વીચાર કીધો, ત્યારે હનુમાનજી દરસન દીધો. ૮૩
પુછ્યા સમાચાર રાંમની વાત, કુંસળ છે વળી લક્ષમણ ભ્રાત;
દેઇ સમાચાર બોલે છે કંપી, માહેરે નથી જાવુંજ જંપી. ૮૪
કોણ જાણસે હતો એ સુરો, રામ તણો તો કાંમ કરયો છે પુરો;
લઇ ચુડીને ઉઠયો તેણીવાર, પેલા આપી છે ચોકીદારને માર. ૮૫
ભાંગી વાડીને કીધો છે મેર, મારયા માળીને દેખાડયા પેર;
રખવાળી બાગના નાસીને જાય, ત્યારે રાવણને ખબર થાય. ૮૬
ક્રોદ્ધ કરીને રાવણ બોલે, આજ નથી કોઇ આપણે તોલે;
જાયો અક્ષયકુંમાર બાંધીને લાવો, લઇ સૈનાને વેગાજ જાવો. ૮૭
રાવણ પુત્ર લડવાને આવે, તેહને મારીને સરગે ચલાવે;
ત્યારે રાવણને હુઇ છે જાણ, સરવે લસ્કર થયો ભગાંણ. ૮૮
સૈના લઇને ઈંદ્રજીત બળીયો, આવી હનુમાનથી વેગથી વળીયો;
યુધ્ધ થયો છે અતીઘણો ભારી, તે માંહેતો કોઇ જાતો નથી હારી. ૮૯
જાણી બંધાણા નાગપાસ બાંણ, ત્યારે રાવણને થઇ છે જાણ;
જાઇ રાવણને એણીપરે બોલે, અધરમી નથી કોઇ તાહેરે તોલે. ૯૦
પારકી સ્ત્રીનું કીધું છે હરણ, જાણે તાહેરૂ આવ્યું છે મરણ;
ક્ષત્રીવટની રીત ન જાણી, ચોર થઇને સીતાને આંણી. ૯૧
માત પીતાનું નીચું કરાવ્યું, ક્ષત્રીવટનું નામ લજાવ્યું;
સાંભળી બોલ્યા રાવણરાય, હનુમાંન ઉપર ક્રોધ ભરાય. ૯૨
રાવણ કહે તું સેવક મારો, બાપ પવન જય હતોજ તારો;
આજ સેવક તુ રાંમના થઇ, શા માટે મરવા આવ્યો છે વઇ;
હનુમાંનજી ઘણા ક્રોધે ભરાય, ગરૂડા અસ્ત્રે નાગ નાસીને જાય. ૯૩
હનુમાન કહેરે સાંભળરાય, મુજ પીતાનો પવન કેવાય;
વરૂણ પાસે છોડવ્યા તુજને, વળી તું ઓરખતો નથી મુજને. ૯૪

માટે તુંતો છે માહેરા દાસ, હરેથી હાલ રામની પાસ;
આપી સીતાને લાગો તુમે પાય, મંહેર કહયું માંનજો રાય. ૯૫
ત્યારે રાવણને ચડી છે રીસ, જોઇ ઉઠયા છે દસને વીસ;
મારી છલંગને નીકળ્યો બહાર, તેહની નથી કોઇ ઝાલણહાર. ૯૬
જાઇ રાંમને એણીપરે ભાખે, યુદ્ધ કરવું છે સરવેજ સાખે;
દીધા સમાચાર સીતાજી તણા, તેહના દુખ રહી નથી મણા. ૯૭
લખી પત્ર રાજા તેડાવે, વિરાધ રાજા સૈન્ય લઇને આવે;
ભામંડલ વળી સીતાનો ભાઇ, સૈન્ય લઇને આવે સવાઇ. ૯૮
હનમાંનજી લશ્કર લઇને આવે, ઘણા જોરવર જોધાજ લાવે.
સુગ્રીવ રાજા તો કીધી તૈયારી, અંગદદીક જોધા બહુ ભારી. ૯૯
નળ નીલ ને જાંબુવાંન કહીએ, એક એકથી અધીકાજ લહીએ;
લઇ લશ્કરને કીધી તૈયારી, ફોજ ચડી છે ઘણીજ ભારી. ૧૦૦
હાથી ઘોડાને રથ નીસાણ, ચાલે લશ્કર મોટે મેલાણ.
હથીઆર બાંધી સૌ કોઇ આવે, રામલક્ષ્મણને હરખજ થાવે. ૧૦૧
લશ્કર લઇને રામચંદ્ર રાજા, લડાઇ કરવાના વગડાવ્યા વાજા;
આવી પોહ્યા છે સમુદ્ર કીનારે, અઠમ કરીને મૌન વ્રતધારે. ૧૦૨
લઇ ભેટણું દેવતા આવે, રાજારાંમને હરખજ થાવે.
રાંમ કહેરે સાંભળ દેવ, અમારે જાવું છે લંકામાં હેવ. ૧૦૩
બાંધી પાર સેના ચલાવી, સર્વે લશ્કર ઊપરથી લાવી;
આવી લંકામાં મેલાણા દીધા, રામના કારજ સર્વે સીધ્યા. ૧૦૪
રામ કહેરે સાંભળો રાય, પેહલાં કેવાને તો દુતજ જાય;
આજ્ઞા લઇને અંગદકુમાર, જાઇ ઊભા છે રાવણ દરબાર. ૧૦૫
જાઇ રાવણથી એણીપરે બોલે, રાંમનું વૃતાંત સર્વે ખોલે;
આપો સીતા તો કરશું મહેર, નહીંકા વધસે ઝાઝેર ઝેર. ૧૦૬
આવી રાંમને લાગો તુમે પાય, એમ બોલ્યા છે અંગદરાય;
સાંભળી રાવણ બોલે છે ભારી, રામલક્ષ્મણ બે જાસેજ હારી. ૧૦૭

અંગદ જોઇ વીચાર કીધો, યુદ્ધ કરવાનો નોતરો દીધો;
અંગદ કહેરે તૈયાર થાવો, યુદ્ધ કરવાને લશ્કર લાવો. ૧૦૮
રાવણ સેના કીધી છે સારી, કુંભકરણાદીક જોધા બહુ ભારી;
બીભીષણ કહેરે સાંભળો ભાઇ, સીતાજી આપો આપણે જાઇ. ૧૦૯
રાવણ રાજા તો ક્રોધે ભરાય, ખડગ લઇને મારવા જાય;
અરે દુષ્ટ તું નાસી જા દુર, નથી ગયું હજું અમારૂ સુર. ૧૧૦
બીભીષણ તો ચડાસે રીસ, જાઇ રાંમને નમાવુ સીસ;
લશ્કર પોતાનું સાથેજ લાવે, રાંમલક્ષ્મણ અતીઘણા ભાવે. ૧૧૧
રાંમ કહેરે બીભીષણ રાય, હવેથી લંકા તાહેરી થાય:
પ્રભાતે ઊઠે રણમા જાય, સાંઝ સાંમી તે લડાઇ થાય. ૧૧૨
લોહીતણી તો વહે છે ધાર, ઘણી પડે છે મારેજ માર;
લખમણને લાગ્યા શક્તીજ બાણ, લાગી વીમલ્યા કરી છે જાણ. ૧૧૩
દસ દીવસ સુધી યુદ્ધજ કીધો, મારી રાવણને કાંમજ કીધો:
બધીખાંનને નાંખ્યા છે છોડી, સર્વે ઊભા છે હાથજ જોડી. ૧૧૪
રાંમ [illegible] મળવા જાય, ઘણા હરખથી સીતાજી લાગે છે પાય;
લખમણ સીતાને નમાવ્યું સીસ, સીતાજી દીધી ઘણી આસીસ. ૧૧૫
લંકાને ટીલે બીભીષણ રાય, ઘર ઘર મંગળ ઓચ્છવ થાય;
એટલે વનવાસ પુરોજ થાય, ઘરે જાવાને ઊમંગ થાય. ૧૧૬
રજા માગી છે બીભીષણ પાસ, ઘણા વીનયથી બોલે છે દાસ;
સર્વે રાજાને તેડી લીધા, ઘરે જાવાના વિચાર કીધા. ૧૧૭
વીમાનમા બેઠા રાજાજી રામ, સાથે સીતાને લખમણ નામ;
સરવે સેના લઇ વીમાંનમાં બેઠા, સરવે રાજાતો સાથેજ બેઠા. ૧૧૮
જાઇ અયોધ્યા દીધા મેલાંણ, ત્યારે સરવેને થઇ છે જાણ;
ભરત શત્રુઘન ઘણા હરખાય, સરવે માતને આનંદ થાય. ૧૧૯
સાંમૈયુ લઇ સાંમાજ આવે, થાળ ભરીને મોતીડે વધાવે;

આવી માતને લાગે છે પાય, સરવે માતાને આનંદ થાય. ૧૨૦
ભરત શતરૂઘન બન્નેરે ભાઇ, રામ લક્ષ્મણને સીસ નામીયુ જાઇ;
ભરતજી તો લાગે છે પાય, સરવે માતાને આનંદ થાય. ૧૨૧
રાજા રાંમને ગાદીજ આપો, સરવે લોકના સંકટ કાપો;
મુહુરત જોવાને તેડાવો જોશીરાય, સારા મુહુરતે રાજ અપાય; ૧૨૨
ઘણા દેસના રાજા નેડાવે, હાથી ઘેડા તો ભેટમાં લાવે;
રાંમ થયા છે અયોધ્યાના રાય, ઘર ઘર મંગળ ઓછવ થાય. ૧૨૩
માનની મળી મંગળ ગાય, સરવે લોકો તો લાગે છે પાય.
રાજા રાંમની વરતાવી આણ, રાજકાજના ઘણા છે જાણ. ૧૨૪
રાંમના જેવું નથી કોઇ રાજ, એવુ એણે કર્યું છે કાજ;
સંવત ઓગણીસણુસઠ સાલ, સરવે રીતેતો કીધો છે હાલ. ૧૨૫
તીથી એકાદસી ફાગણ માસ, અંધારી પખમાં કીધો છે ખાસ;
ગાંમ નગરમાં કીધો સલોકો હરખ થકી તો સાંભળજો લોકો. ૧૨૬
ઊતમ નરના ગુણજ ગાશે, તેહના દુખ સરવે જાસે;
શ્રાવક સાખ કુબડીયા જાત, વીસાશ્રીમાળી જગ વીખ્યાત. ૧૨૭
સરૂપગલાલ એણીપેરે બોલે. ન આવે કોઇ રાજા રાંમને તોલે.

---

## રાંણા રણછોડજીનો સલોકો.



શ્રીએ સમરૂ સરસતી માતા, જેમ હ્રદયમાં ઊપજે સાતા;
કહેસું સલોકો સોંહાજ તણો, મુજ મનમાંહે હરખજ ઘણો. ૧
બે કર જોડીને લાગું છું પાય, સુધમતી આપજો મુજને માય;
કવીજન સરવે કરૂણા કરો, મુંજ ઊપર તો દયા દીલધરો. ૨
મુલક સીધને પાર કર દેસ,ગાંમ નગર સોભે વીસેસ;

રાજ કરે છે પરમાર રાજા, પુત્રની પેરે પાળે છે પ્રજા. ૩
ઊજયણી નગરી વીક્રમરાય, તેહની જાત પરમાર કેવાય;
જેના નામ લીધે દુખ જાય, પરદુખ ભંજન રાજા કેવાય. ૪
દેસ પારકર સોઢાજ તણો, તેમાં સહેર નગર જાણો;
ગાંમની વસ્તી કેટલી વખાણું, માંહે વાણીયા કેટલાજ જાણું. ૫
શેઠ સેસગણા કુસલાંણી મેતા, દેસમાં કુબડીયા ઘણેરા રેતા;
ઢાઢા વોરાને લાલણ વડેગ; મેતા ઘોડા ને ગાંધી ગઢેચા. ૬
કોંઠીઆ જાતને પાંચસો વોરા, વલાંણી મેતા બીજા ઘણેરા;
ઠકરની વસતી કેટલીજ વખાણું, ઠકર સ્તાંણી ભેજાણી જાણું. ૭
પાચાણી વીગેરે જાત છે ઘણી, લખાંણી જાત લોહાણાં તણી;
માંહે ખત્રી રહે છે ઘણા, રંગે લુગડા ના રાખે મણા. ૮
સોની બ્રહ્મણને વરો છે મોચી, કુભાર મેમણને રહે છે ઘાંચી;
એ રીતે વસે વરણ અઢાર, જાત જાતના રાખે આચાર. ૯
સરવે મુલકમાં અગ્રેજ નુ રાજ, અકલ થકી તો કરે છે કાજ.
વગર બળદે તો ગાડી હલાવે, અકલ થકી તો સંચા ચલાવે. ૧૦
એહવો જોરવર અગ્રેજ રાજા, જેણે જીતના વગડાવ્યા વાજા;
જારજયંજુ નામે રાજા કેવાય, તેતો રહે છે વીલાયતમાંય. ૧૧
રાજ કરે છે પરમાર રાય, રાંણા તણીતો પદ્વી દેવરાય;
પરમાર વંસમા સોઢાજી થાય, તેહના વંસના સોઢા કેવાય. ૧૨
ગૌ બ્રાહ્મણની કરી છે વાર, ચોર ધુતારાંને આપે છે માર;
રાજ કરે છે રણછોડજી રાણે, હમીરજી તણો કુંવર જાણો. ૧૩
માતા જાડેજી રાંણાની માય, જાદવ વંસ જાડેજા કેવાય;
તેહના ભાઈ વસે છે ઘણા, માલ દેસીયલ જાતજ તણા. ૧૪
આખા નબાની જાત પરમાર, તેહ વસે છે દેશ મોઝાર;
વીરા વાવનો ઠકોર અમરસીંગભાઇ, આખા થળમાં માને દુવાઇ. ૧૫

કેસરીસીંગ સરીખા જૈન છે ભાઇ, જેણે પુર્વે કીધી કમાઇ;
આખા થળમાં ઠાકોર કહેવાય, એહવો જોરવર અમરસીંગ થાય. ૧૬
ભાઈ આં બાંણી બે રાણા જાણી, કેસરીસીંગને સીમ પેથાપુર તણી;
આધી ગાંમને ધીગાંણો નામ, ચુડીઆ વીગેરે ભાઇના ગાંમ. ૧૭
રાંણાના રજપુતની ધણી છે જાત; સુગ પુરાને રજપુત વીખ્યાત;
માલદે મુળરાજને સીધલ કેવાય, અજરોઇઆ બુટીઆ જાત બોલાય. ૧૮
ભોજદે કનરદે વસે ઘણા, જાડેજા વરણુ જાતજ તણા;
રાઠોડ ગોપલને ચવાણ જાત, સર્વે કરે છે રાણાથી વાત. ૧૯
હવે કહુ છું મુંસલમાંની જાત, તેહની તમો સાંભળજો વાત;
રંધા ખોસા ને ખાસકેલી જાણુ, તે માંહે ખોસાની જાત વખાણું. ૨૦
કરે નોકરી અંગ્રેજ તણી, એવી રીતે મુસલમાંની જાતજ જાણી;
એવા જોરાવર સોઢાના કાંમ, તે આગળ કોઇની ચાલે નહી હાંમ. ૨૧
એવી સાહેબી રાંમાજી તણી, સધળાદે સમધે વાત વંચાણી;
સોઢાના સગા ઝાઝેરા જાણું, કુણ કુણ ગાંમને દેસ વખાણું. ૨૨
જાડેજા વાઘેલા કચ્છ વાગડ જાણી, ચવાંણ જાત છે વાવેચી તણી;
ભાટી રાઠોડનું મારવાડમાં રાજ, કેટલાક તો હું કહેતો નથી આજ. ૨૩
અમર કોટનો ધણી છે રાણો, તેની જાત સોઢાજ જાંણો;
સીંધમાં રાંણા બે કહેવાય. એક અમરકોટ બીજો નગર થાય. ૨૪
એવી જોરવર સોઢાની જાત, રૂડી રાખે છે ક્ષત્રિવટ રીત;
કુબડીયા સગાળને સરૂપ છે સુત, નેમજી નાંમે નાંનરો પુત્ર. ૨૫
રાંણા તણીતો કારભારી કરે, ગાંમ કુસપરો તેને ઘરે;
સંવત ઓગણીસ સણુસઠ સાર, અંધારી બીજને ગરૂ છે વાર; ૨૬
માસ ફાગણ રૂડો કહેવાય; એવી રીતે કીધો મહીમાય;
મારૂ નાંમ સરૂપચંદ કેવાય, બાપ ગલાલ, દાદો હેમચંદ થાય. ૨૭
કુબડીયા જાતે શ્રીમાળી સાખે, એવી રીતે તો સોકેજ ભાખે;

ભુલ ચુકની માફ્જ કરજો, માહેરા ઊપર કૃપાજ કરજો. ૨૮
આઘો પાછો વળી અક્ષર જાય, કવીજન તમો કરજો સહાય;
કીધો સલોકો નગર મોઝાર, સાંભળી થયો હરખ અપાર. ૨૯
સરૂપ ગલાલ કીધો સલોકો, પ્રેમ ધરી સાભળજો લોકો;



## રાંણા કરણજી નગરના રાણાનો સલોકો.

સરસ્વતી માતા તુંજ પાય લાગું, કહેના સલુકા વરદાંન માંગુ;
ગાંમનગરને બસરી બજાર, માંહે વસે છે વરણુ અઢાર. ૧
શ્રાવક સાહુકાર અતી ઘણા જાણું, માંહે લોહાણા કેટલા વખાણું;
ગોઠી લાલણુને માહે વડેરા, ખીમાણી મેતા ગાંધી ગર દેડા. ૨
દાટી વોરાને માંહે મદાર કુલ કુંપડીઆ દીસે અતી સાર;
શેઠ સેમગણા દેશમાં રેતા, માંહે વસે છે કુશલાંણી મેતા. ૩
પાંચસો વોરા કાંટીઆ જાણું, બીજા વાંણીયા ઘણા વખાંણું;
હેવ લોહાણાંની નાત વખાણું, ઠકર સવાંણી બોજાંણી જાણું. ૪
પાંચાંણીઆંનો વંસ છે ઘણો, રોજ કતો ત્યાં સોદાજ તણો;
હાથીજી કેરા કરણજી સવાઇ, ભુપતસીંગ સરીખા જેને છે બાઈ. ૫
ભલો રાજને ભલો દરબાર, અખો દજો બે માંહે મદાર;
બીજા ભાઇ તો કેટલા વખાણું, ધીગાંણા વાળા હુકડા જાણું. ૬
સોઢા લગ ધીરજી બેરાંણુ ભાઇ, ભલો ભાઇ બારોજી સવાઇ;
વીરા વાવનો ધણી છે વંકો, સારા થળમાં પડાવે સંકો. ૭
અદેસીંગને ઝુઝારસીંગ ભાઇ, વાઘણી આંણી કલજી સવાઇ,
કલે સોઢે તો કુળમાં આવી, અંગ્રેજ લોકોને જોર જણાવી. ૮
સોઢાના રજપુત કોલી અપાર, માલદે મુંળરાજ બુટીયા સાર;

રીધલે અજરોઇ આબાજ દે અપાર, સો આવે છે રાજ દરબાર. ૯
ચળીના રજપુત કેટલા વખાંણું, કેઇ કઇ જાતના નાંમજ જાણું;
ધાંધલ ચવાંગુને ખણીઆ રાઠોડ, હાલે ચાલે સર્વે મોડાજ મોડ. ૧૦
વરણુ જાતનો વીસાનર ભારી; તે આગળ ભય દુશ્મન હારી;
અંગ્રેજ સરકારની છાવણી ત્યાં, દેવાને દેવુંમલ છાયણી માંય. ૧૧
અંગ્રેજ સરકારને દે ઝાંઝેરા માંન, સોઢા ચાલે ઘણા ઊપમાંન;
ઢઠી ઝુલાવે ગાંણું ગવરાવે, એવી ખુસીયો નીતનીત કરાવે. ૧૨
તાકીદ કરીને ટપાલ ચલાવે, અકલ થકી તો તાર હલાવે;
શું છે ખરચને શું છેરે ઉપત, તેના લખાવું રૂડે રાખત. ૧૩
રધા ખોસાને પીરજાસ જાણું, તેનું હતું વળી પોલીસમાં થાણું;
તરવટ સાહેબ બડો હુંસીયાર, ઠાકોર લોકોને પુછે તકરાર. ૧૪
તમારા દેશ મધે વળી કુણુ કુણુ ગામ, કયા કયા ઠાકોર તણા છે નામ;
તેહ તણું તો નકસો બનાવી, તેહ મુકસું વળી મુંબેઇ મલાવી. ૧૫
બાઇ સર્વે ભેગાજ થાય, કાળી ઝર કાંઠે એકઠા થાય;
સંવત ઓગણીસ પંદર ખાસ, તથ ચઉદસ ને ચૈત્ર માસ. ૧૬
ભેગા થઇને વીચાર ધરે, દેસનો નકસો કેણીપરે કરે;
કરવો મેલાવો કરવી લડાઇ, પોત પોતામાં કરે વડાઇ. ૧૭
ભલાં ઘોડાંને ભલાં અસવાર, લશ્કર સર્વે થયો તૈયાર;
તાર તોડીને પેઠા સૌ થાણે, ભાગો દેવું મલ તેવેજ ટાંણે. ૧૮
ભાગ્યો દેવુમલ બાડ મેર જાય, તરવટ સાહેબને ખબર થાય;
તરવટ સાહેબે તારજ કીધી, સીંધ સરકારને ખબર દીધી. ૧૯
લબટ સાહેબને જાણી સાહેબ જાણું, બીજા સાહેબ ઘણા વખાણું;
અકબર સાહેબ ઘણો છે સારો, બધી પલટણમાં વાડે અસવારો. ૨૦
બીજો લસકર ઝાઝેરા જાણું, સારા સાહેબ કેટલાજ વખાણું;
વાંગા વાજાને વીગુલાં વાયે, મોટી ઊલાસે અંગ્રેજ આવે. ૨૧

આવી ઊતર્યો સહેરને બારે, સોઢા જઇ ચડીયા ડુંગર કીનારે;
એણીમેર સોઢા ઉભા છે ખડા, સાંમાં ઉભા છે સાહેબ બંડા. ૨૨
સાંમાં સાંમી તો લડાઇ થાય, કાયર નરતો ભાગીને જાય;
સાંમ સાંમા તો ભડાયા છુટે, તેહથી સૌના કારજા ત્રુટે. ૨૩
નર નારી સરવે જાય છે ભાગી, વીખાંણો સહેર વાર ન લાગી;
બેલા વાગડથી વાતુજ થાય, મોટા લસકરથી અંગ્રેજ આય. ૨૪
લસકર થોડો છે સોઢાનો સાર, તેહથી થાસે સોઢાની હાર;
ત્યારે ઠાકોર વીચાર કીધો, ઉગરવાનો મારગ લીધો ૨૫
અંગ્રેજ સરકાર સહેરમાં પેઠા, બાળી ગાંમને હેઠાજ બેઠા;
અંગ્રેજ સરકાર મેલાંણા દીધા, બાર માસના ઠેરાવ કીધા. ૨૬
ભદિસર વાળા રાંણાના ભાઇ, તેતો મળીયા છે અંગ્રેજને જાઇ;
સોઢા સરવે બારવટે ફરે, નરવટ સાહેબ ગોતુંજ કરે. ૨૭
જોયા પહાડને જોયા છે ગાંમ, ક્યાંય નવ લાધ્યું સોઢાનું નામ;
નરવટ સાહેબ આવ્યો છે ફરી, લસકર લઇ જાવાની કુચજ કરી. ૨૮
છાવણી પાછી સિંધને જાય, લસકર પાછો ચાલતે થાય;
જાઇ ડીડસી મેલાંણા દીધા, ત્યારે ઠાકોરે વીચાર કીધા. ૨૯
રલવા તણોતો નહી આ વેપાર, એહવો ઠાકોર કરે વીચાર;
મારી લસકરને મુલક લેસુ, નહીકા પોતાનું સરજ દેસુ ૩૦
તે ટાંણે આવ્યો એહવો વીચાર, માંમલો મચ્યો દુસરી વાર;
સંવત ઓગણીસ પંદર મોઝાર, તથ પાંચમને વૈસાક સાર. ૩૧
મધરાતે ઊઠી મેલાણા દીધા, આવી લસકરમાં પડયા છે સીધા;
પડી પલટણમાં તેજી તરવાર, ઘણી પડી છે મારોજ માર. ૩૨
દરવાજા બાંગ્યા તુંબને તોડી, બધીખાંન સરવે નાંખ્યા છે છોડી;
સાહેબ લોકો નાસા છે સહેરમાં પેઠા, ઠાકોર જઇ કોટડીએ બેઠા. ૩૩
વળીઓ લસકર ડીડસી વાળો આવી નગર પોત્યો વરહોળો;

આંખી કોટડીએ બેવાટો દીધો, ત્યારે ઠાકોર વીચાર કીધો. ૩૪
સોઢાનો લશકર ડુગરે જાય, તેનો મોવડી કલજી થાય;
વરણુ કાંનાનો માંનસીંગ સુપત, ઘણો જોરવર રૂડો રજપુત. ૩૫
સોઢા ભરાણા ચંદન ગઢ માંય, સ્વામીજી તમો કરજો સહાય;
ત્યારે બોલ્યા છે કલજી સવાઇ, સાંભળજો તમે સરવે ભાઇ. ૩૬
મારી લસકરને મુલક લેસુ, નહીકા ઝુઝીને વૈકુંઠ જાસુ;
તે ટાંણે થયો મોટો ડમડોલ, નદીયાંના નીર ચડયાં કલોલ. ૩૭
ધરતી ધ્રુજે ને ભય મંડલ ગાજે, હવે બાગુનો કાળીઝર લાજે;
સર પડયા પછી ધડજ લડે, સુરા હોય તો પાછા ન પડે. ૩૮
સાથે રજપુત સુરાજ જાણું, તેની ઉપમા કેટલી વખાણું;
તે ટાંણે વળી વરસાદ વુઠો, બંદુકાં માહે ઠારજ પેઠો. ૩૯
તે વારે ઠાકોર થયા ઉદાસ, કલજી કર્યો છે વૈકુંઠ વાસ;
કલજી કરી છે મોટી અખયાત, સરવે જગતમાં રાખી છે વાત. ૪૦
બીજે સોઢે તો વાચાર કીધો, ઊગરવાને મારગ લીધો;
માહેરૂં નાંમતો મયાચંદ જાંણું, દાદો લાડણુ બાપ તલકસી જાંણું. ૪૧
હટી વોરાને મીઠડીવા વાસી, જૈન ધરમી ને ઓસવાર જાતી;
સંવત ઓગણીસ એકતાલો સાલ, તથ પાંચમને શ્રાવણ માસ. ૪૨
નગર પારકરમાં કીધો સલોકો, પ્રેમ ધરીને સાંભળજો લોકો;
સંવત ઓગણીસ સણુસઠની સાલ, સુધાર્યો સલોકો સરૂપગલાલ. ૪૩
જાતે કુબડીયા શ્રીમાળી સાખે, સુધારીને તો સરૂપચંદ ભાખે.

---

## સાત સાસુનો સલોકો.



સરસતી માતા તુજ પાય લાગું, કહેસું સલોકો વરદાન માગું;
બુઠી આપજે વચને વોળાવું, માતા તુજને સીસ નમાવું. ૧

સાત સાસુનો કહુ સલોકો, એક ચીતથી સાંભળજો લોકો:
સગી સાસુ તો હરખ સુઆવે, થાળ ભરીને મોતીડે વધાવે. ૨
ટીલુ કાઢે ને શ્રીફળ આલે, ઘણા હરખસું સાસુજી ચાલે;
ચરણસુ જીવો ક્રોડ કલ્યાણ, માતા મસકલને ખેત લોભાણુ. ૩
ત્યાં કને હોજો બાપે. રખવાળ, સરવે દેવ કરજો સંભાળ;
નવ નવ જાતના આભુષણ સોહીગે, ઝાઝા દાયજા જમાઇને જોઇએ. ૪
જમાઇને આપજો પેરવાસ સાર, જમાઇને આપજો નવસરો હાર;
કાકી આંણી સસું ફડકડતા આવે, પાંન સોપારી હાથમાં લાવે. ૫
માંમી આંણી સાસું મુસાળો લાવે, ઘણા વસ્ત્ર તો લાડીને આપે;
કમાપ ચેપાડા સીરખાં સાર, મન માંહે છે હરખ અપાર, ૬
બાઇ અમારો કહ્યોજ કરજો, વસ્ત્ર અમુલખ જમાઇને દેજો;
ફુઇ આંણી સાસુ જોવાને આવે, ઘણા હરખથી જમાઇને બોલાવે. ૭
માસી આંણી સાસુ મલપતા આવે, ઘણો દાયજો જમાઇને લાવે;
પટરાંણી સાસુ પ્રેમથી આવે, ઘણા હરખથી જમાઇ વધાવે. ૮
દાદી આંણી સાસુ ડોસી કહેવાય, ઘણા હરખથી હેત ભરાય;
સરવે પુછીને કરે છે કાંમ, સરવે સાસુના લીધા છે નાંમ. ૯
પોરખી કરી નેમાયરે લાવે, બ્રાહ્મણ લોકો વેદ ભણાવે;
હાથ મેલાવો હેતથા કરી, જાનૈયા ઊભા છે હરખજ ધરી. ૧૦
પેલો મંગળ હરતો ને ફરતો, બીજો મંગળ ચોરીમાં વરતો;
કન્યાનો ભાઇ ઊભો છે સાર, ચોરીમાં દાંન આપે અપાર. ૧૧
ત્રીજો મંગળ ગયા છે હરણે, વરકન્યા તો બેઠા છે પરણે;
વરની સાસુ સદાય જુઠી, આકળ ભરી બેઠી કુડીની મુઠી. ૧૨
કુડ તમારે ઘરેજ રાખો, જે દેવું હોયતો મુખથી ભાખો;
સવા ગદીઆણાનો વેઢ ઘડાવો, ગાય તણાં તો દાન કરાવો. ૧૩
સાબાહો સાથ કુણ તેડી જાત, સરવે ઉભા કરે છે વાત;

સોનાના થાળમાં પરસ્યો કંસાર, સાસુ ઊભા કરે છે ઘન્તની ધાર ૧૪
અન ખાંડના પોઠીઆ મંગાવો, જલેબી વીગેરે પકવાન કરાવો;
પેલા જમાડો વરને તેડી, પછી જમાડો જાંનની જોડી. ૧૫
માંડવો હાલ્યો મોજીને વાજી, વરકન્યા બે થાય છે રાજી;
સંવત ઓગણીસ સત્તુસઠ સાલ, સુધાર્યો સલોકો સરૂપમલાલ. ૧૬
માસ ફાગણને પક્ષ અજુઆરે, તીથી આઠમને બુધજ વારે;
ભુલ ચુકની માફજ કરજો, માહેરા ઉપર કૃપાજ કરજો. ૧૭

---

## શ્રી કરશન બાળ લીલાના



સરસતી માતા તુજ પાય લાગુ, કહેવા સલુકા વરદાંન માંગુ;
સારદા માતા કરજો સહાય, મુજ માતા આપો લક્ષ્મી વરદાઈ. ૧
હરી ગુણ ગાતાં હરખ ન માય, ફળી લળી લાગુ છું માતાને પાય;
બે કર જોડીને માગું છું માંન, મથુરામાં અવતર્યા બળભદ્ર કાંન. ૨
અરધી રાતનો ઊગ્યો છે ભાંણ, જનમ્યા, શ્રી કૃષ્ણ વાગ્યાં નિસાંણ;
દેવતા તણી દુંદભી વાજે, ગરગર ભીતર રતનાગર ગાજે. ૩
બંધન છુટા છે વાસુદેવ તણા, આડા સુતા છે રખવાળી ઘણા;
વાસુદેવ તેડી ગોકુળમાં જાય, જળ જમુનાના જુજવાં થાય. ૪
નંદને ઘરે જસોદા રાંણી, તેહને જાઇ સોય પોસારગ પ્રાણી;
જસોદાયે જનમી બાળકી જેહ, કંસને આંણી આપી છે તેહ. ૫
પગ ઝાલી પછાડી દીધી, હેઠે પડતી વીજળી કીધી;
કારે કુબુદ્ધી મુજને સું મારે, તારો વેરીતો ગોકુળ મેંઝાર. ૬
અવતાર આઠમો ધરીઓ છે જેહ, ગોકુળમાં લીલા કરે છે તેહ:
જોઉ જુગતેથી બળભદ્ર કાંન, ઊતર્યો ઈંદ્ર તણા અભીમાન. ૭

કોપ્યો કંસારસુર વચન સુંણી, કાગળ લખ્યો છે બેની પુતના ભણી;
બેહની તું માહરો વચન માને, બગાસુર માર્યો ગોકુળમાં કાંને, ૮
તે માટે તમે ગોકુળમાં જાયો, વીખ ઘોળીને કુંવરને પાયો;
પરીયાણુ કરીને પુતના આવી, ટોપી પછેડા વાંકડો લાવી. ૯
સાંભળ હો જસોદા વીનતી મોરી, મુંજને દેખાડો દેવ મોરારી·
મારા હૈયામાં ઊપજ્યો હેત, માસી પુતના ખોળામાં લેત. ૧૦
હેત જાંણીને હાથમાં દીધો, માસી કાંનને ખોળામાં લીધો;
ચુસી લીધા છે પુતનાના પ્રાણુ, ત્યારે કંસને થઇ છે જાંણુ. ૧૧
માસી પુતના બળવાને આવી તેને મારીને સર્ગે ચલાવી;
એવો ગોકુળમાં અન્યાય કીધો, મારી પુતનાનો પ્રાણુ લીધો. ૧૨
વચન સુણી બગાસુર બળીયો, જાઇ જમુનાને તીર જઇ ચડીઓ;
દેખી બગાસુર ભાગ્યા ગોવાળ, કરસન બળભદ્ર ઊભો છે બાળ. ૧૩
કંસરાયને ઓળખીયે અમો, સામા મારી પુતના તમો;
એમ કહીને આધરો ચાલ્યો, જાઇ હરીનો હાથજ ઝાલ્યો. ૧૪
પાછળથી ગાય બગજ કીધું, આગળથી હરીએ ઊપાડી લીધું;
ઠાંમ ઠાંમથી ફરીયાદુ થાય, મૈયારડી મહી વેચવા જાય. ૧૫
સોળસો ગોપી સાંમટા થઇ, ચાલી વેચવા મથુરે મહી;
રાધાજી સજ્યા સોળ સણુગાર, કંઠે સોભે છે એકાવન હાર. ૧૬
નાકે નક વેસર લટકે ગજ મોતી, ટીલી ચાંદલો દરપણુ જોતી;
દાંત સોભે છે દાડમની કળી, શરીર શોભે છે કેળની ફળી. ૧૭
વીવીધ જાત કીધા છે રંગ, પેર્યા ચીર તો લીલા નવરંગ;
અણુવટ ઊપર ઘુઘરી વાજે, અણુવટની જોડે વીછુવા છાજે. ૧૮
ઝાંઝર પુરણુને દરપણુ મુંખ જોતી, હેમ મુદ્રીકા હાથે સોભતી;
પેર્યો આભુસણુ ચાલી મૈયારી, મહી વેચવાની કીધી તૈયારી. ૧૯
રાધાને માથે મટકી ભારી, ચટકીને બોલી રાધીકા નારી;

બોલો કાંનજી મુખ સંભાળી, ગોપીઓ ગાળ સાંખે તમારી. ૨૦
હજું અમો તો સખો છો વાળી, નહીકા પીતાબર લેસુ ઊતારી;
ગોકુળની નારી હોય ઠગારી, તુમને તો દાંણુ ન આપે મોરારી. ૨૧
હજુ તો આંણુ કંસની ફરે, નથી ઠકરાઇ નંદને ઘરે;
દહાડી અમારે બે વું મહી. ગોકુળથી મથુરે જાવું છે વહી. ૨૨
હજું સુધી અમો નવ જાણ્યો દાંણુ, કોઇ પાસેથી લખાવી આંણુ;
વંદ્રાવનમાં ચારો છો ગાય, દેવકી રાંણી તમારી માંય. ૨૩
જસોદાને ઘરે લીલાજ કીધી, આજ મોરલી હાથમાં લીધી;
દહી દુધ ના માંગો છો દાંણુ. તમને આપુ છું કંસની આંણુ. ૨૪
પીતાને પુછો કંસની વાત. કારા ગ્રહમાં દેવકી માત;
ઠાલી ઠકરાઇ શું કરો તમો, તો સર્વે જાણીગે અમો. ૨૫
વિના સવારથે શું કરો ઝગડો, તુંમ ન દાંણુ આપુ નહી દોકડો;
વંદ્રાવનકી રાધીકા રાંણી, જીભના જોરથી બોલે છે જાંણી. ૨૬
એક પાયે બીજો નાખશે ઢોળી, એક આવીને માંગે છે ગોળી;
જમનાને કાંઠે રમત થાય, જોવા જાયા ગોવાળીયા રાધીકા જાય. ૨૭
રાધીકા કહે જાદવરાય, આપો સીખ તો મૈયારી જાય;
કાંનજી ગોરસ ખાટેરૂ થાય, પછી પરભુજી નહી વેચાય. ૨૮
ગોકુળમાં કરશું તમારી વાત, તતને વઢસે જસોદા માત;
પીતા નંદજી સાબાસી દેસે, નકી હશે તે ગોકુળમાં રે સે. ૧૯
માત પીતાની લાજ ન આંણી, એટડી વાત મે મંવ જાંણી;
રીસથી લોચન થયા છે લાલ, પડીયા આંસુડા રાધાને ગાલ. ૩૦
ગોપીઓ સર્વે લાગે છે પાય, ગોકુળથી મથુરે કેમ જવાય;
પછી કંસ કેમ મરાય, તે વારે ગોકુળમાં કેમ રહેવાય. ૩૧
એવા વંચન માતાના સુણી, હસીને આવ્યા છે મથુરા ભણી;
એવા વંચન માતાને ભાવે, ત્યારે અક્રુર તેડવા આવે. ૩૨

અકરૂડ રથ ઊતાવળો ખેડે, ચાલો પ્રભુજી કંસરાય તેડે;
માંની સુકનને ચાલ્યા કુમાર, રથ છોડયા છે પોળ મોઝાર. ૩૩
પોળી ચોટે તો પરીય માર્યો, કંસના વાઘા ધોઇને ચાલ્યો;
કંસ તમારૂ દેખાડો જોર, મારી પુંડે ને કીધો બકોર. ૩૪
હવે કુબજાની કહુ છું વાત, કનક કચોળો લીધા છે હાથ;
મલ્લ મારતાં કીધી નહીં વાર, હરીને હાથે પામ્યા આધાર. ૩૫
માયેથી ચાલી આવ્યા છે હરી, ત્યારે કંસતો જુય છે ફરી;
ઊઠો મામાજી ભાણેજ આયા, તમારે કાજે ભેટજ લાયા. ૩૬
પોળી ભેટતો પાટુની કીધી, બળભદ્ર વેણુથી ઊપાડી લીધી;
બળભદ્ર કહેર સાંભળો ભાઇ, હવે એહથી કહેવી સગાઇ. ૩૭
વેરી મારતાં કીધી નહી વાર, કૃષ્ણને હાથે પામ્યા આધાર;
ઊગરસેનની આંણુ વરતાય, ઘર ઘર મંગળ ઓછવ થાય. ૩૮
માંનની મળી મંગળ ગાય, જાદવ સઘળા લાગે છે પાય;
વાસુદેવને તો લાગે છે પાય, માત દેવકીને આણંદ થાય. ૩૯
દેખી કુવર તે હરખે ભરાય, બાળ લીલાનો કીધો મહીમાય;

---

## કચ્છના મહારાવ ભારમલજીનો સલોકો



શ્રીએ સમરૂ સરસ્તી માતા, જેમ હૃદયમાં ઊપજે સાતા;
માતા વીનતી કરૂ તમારી, આસીષ સમપુરણ કરજો હમારી. ૧
સેવક જાણીને થાજો તુમે સાય, રૂદય અમારો પ્રગટ થાય.
નવખંડ નાંમ તારૂં વખાય, તારા ગુણનો ન લહુ પાર. ૨
હેતે કરી અક્ષર આલજો સાર, જંબુદ્વીપના ભરત મોઝાર;
પંચમ ખંડમાં જાદવ વિસ્તાર, ક્ષત્રી કોરવમાં દીપે ખેંગાર. ૩

રાયો શ્રી ભારમલજી નવડો દાતાર, જાચના, આવે વરણ અઢાર;
અઉ બ્રાહ્મણનો પ્રતીજ પાળ, ન આવે દુત ને ન પડે દુકાળ. ૪
અસુરાં કેરો નહી સંતાપ, ચોર ધુતારા ન ઝાલે તાપ;
રૂપા રંગે દેવ અવતાર, દક્ષિણથી આવે સુબો સરકાર. ૫
સંવત અડારસો બોતેરની ચાલ, દક્ષિણથી આવે અંગ્રેજ સરકાર;
સાથે નાણું ને આળમ સાર, બીજા હથીઆરના નહી છે પાર. ૬
તુરક ચાર દીસો જર ભેળા, તુણાને બંદર દીધા છે દેરા;
વણજ વેપારીથી ન કરે અન્યા, આવ્યો અંગ્રેજ ઉતારી સેન્યા. ૭
ખરચે રૂપીયો નાંણું અપાર, આવતાં લીધું સહેર અંજાર;
પછમ ખંડના રાજા છે વંકા, તેના પેટમાં રાખે છે સંકા. ૮
બેઠા બેલાવે ખુશી અપાર; ભુજ નગરથી માંડી ચુકચાર;
રાયા શ્રી ભારમલજી હુઆછે જાંણુ, બેસી સભામાં કીધા પરીયાણુ. ૯
કચ્છ વાગડના લખાવ્યા લેખ, તુરત આવે તેમ આજ વસેક;
દળ વાદળ દેરાંજ દીધાં, થાંણા હતા તે તેડાવી લીધાં. ૧૦
બોમીયા તુમે કેમ રહ્યા જંપી, આવ્યો અંગ્રેજ ભોમકા ચંપી;
નાણુ જણુકા ચાલતા કીધા, ભુજ કોઠો કોઠે ચડાવી દીધા. ૧૧
નખ ચખ પહેરીને કીધી અસવારી, માતા તું પત રાખે હમારી;
બાંધી તે ગને ઊભાડયો બાલો, સમરી માતાને સાંમા ચડી હાલો. ૧૨
ભુજ કોઠા કોઠે બાંધીશું પાજ, સાચા હશે તે વંચાસ આજ;
કાઢયા કસુંબા ચાલતી દેગ, કાળે ઊનાયે મંડણો મેપ. ૧૩
ભિતરની ઘટા ચડતી જાય, ગામડી ભાગી ઠાકોર ભરાય;
બોમીયા ભેળા ભુજનગર થાય, રાજવીયે ઘોડે પલાણ મડાય. ૧૪
ચડીયો રાવધણ સુત લઇ ખુરસાણ, આગળથી ચલાવે કોકજ બાણ;
છુટે બંદુકો ધીડ ધમસાણ, નાંખે નાણું ને ગાજે નીસાણ. ૧૫
ભભેરા ઊભા ભુપતી પાસ, છુટે હવાઇ ઊડે આકાશ;
રણ સંગ્રામની નોબત વાગી, ઝબકે વીજળી તરવાર નાગી. ૧૬

વાગે સરણાઈ સીદુરા થાય, ફરી સાંમથી પધાર્યા રાય;
ભુજ કોઠા હેઠ છે કાળીજ નાર, ચોદસે ગાજે મેધમલાર. ૧૭
સાંભળી સુબો કરે વિચાર, આતે સુરે કૌતુક સાગ;
ક્ષત્રી સુંદરજીકુ પુછની સલા, બંડા નાળુને મજબુત કીલા. ૧૮
બંડા સાહેબને મડદુકા મેખ, તીણુસો લખીયા રાયોજીને લેખ.
કચ્છકી મતલબ નહી હે હમારે, ફોજું લઈ જાના સીંધ કે બારે. ૧૯
સિંધકો રાજા કરતો બડાઈ, તીનસે મારે કરના લડાઈ;
કાબુલ ગીજની પર દાલુંગા કાંપ, કરાંચી બંદર નાખુંગા કાંપ. ૨૦
રૌમકી ધરતી જો તે જરૂર, સિંધ વાલે કાકે સામગ દુર;
દક્ષિણ પુર્વમાં હુકમ હલાયા, ચાંબડા કેરા નોટ ચલાયા. ૨૧
ગલી ગલીકા આદમી પેખ્યા, તેરા માફક સુબા નહી દેખ્યા;
મીલનેકી ખાંત હુંસ હમારે, રસ્તા તો દેના ચૈયે તુમારે. ૨૨
સીધે રસ્તે કચ્છસે જાના, એસા સરકારે લખ્યા પરવાન';
કોલ કસુંબા માંનો હમારા, દમડીકા ખુન નહીં કરૂ તમારા. ૨૩
એમ કહીને રાજાથી મળીયો, કોલ દઈને ભુંજ કોડે ચડીયો;
કીધા બંગલા કાંપ નખાવી, કોલની વાત કાંમ ન આવી. ૨૪
કચ્છની રખવાળી આશાપુર માત, બેઠી કૈલાસમાં સાંભળે વાત;
મારા ખપરમાં નહી ખાસે હાથ, સજી સણુગારને સાહેલી સાથ. ૨૫
આંખે કાજળને સોહીયે રાખડી, ઝાલઝુમ કેહીરે શું જડી;
અધુરાં પરવાળાં દીસે છે અંગે, પેર્યા પીતાંબર પચરંગી રંગે. ૨૬
ધમકે ધુધરી વીછુઆ વાગે, ડુંગર પરબત ડોલવા લાગે;
કાંને કુંડલને ઝાંઝર ઝમકે, થળહરની ધરતી તેહને ઠમકે. ૨૭
સેસનાગને નાગણી પુછે, ધણી ધરતીને કૌતુક શું છે;
બોલ્યા ધરણીધર મુખવાણી એવી, કરે કલોલ આશાપુર દેવી. ૨૮
તાકે નક વેસર કપાળે ટીલી, ચોસઠ જોગણી મળી રંગીલી;
મરધા મેધને વાધે અસવારી, શા ખાતે આવી કચ્છની રખવાળી. ૨૯

કચ્છની રખવાળી આશાપુર આઇ, સોનાની ખાટ ફુલરે છાઇ;
રાજા પોઢયા છે ચીનાભર થઇ, અર્ધી રાતતો સપ્નામાં ગઇ. ૩૦
પશ્ચીમ પતીને દીયે છે ધીર, સેજે સવાલાખ સિંધના પીર;
કહેતો તુંને પડછો દેખાડું, ચડીયો ગુજ કોડે હેઠા ઊતારૂં. ૩૧
આગે આવ્યા હતો બાલદરખાંન, કાઢયો કચ્છથી પકડીને કાંત;
રાવણ સીતા હરી ગયો લંકા, રામના સેવક વાંદર વંકા. ૩૨
મારી રાવણને લંકાગડ લીધુ, તે દન સીતાજી વંચન દીધું;
તેહનું વંચન આલી કેમ જાય, એકવાર એની આણ વર્તાય. ૩૩
દક્ષિણ પુર્વને લીધી છે દીલી, સીંધ કાબુલ ને પંજાબ હીલી;
તેહ આગળ કોઇની કારી ન ચાલે, મારા ખપરમાં હાથ નહીં ઘાલે. ૩૪
સેવક જાંણીને કહું છુ ભુપ, કહેતો દેખાડું પ્રગટ રૂપ;
મારૂં વચન કરજે પ્રણામ, પ્રસન થઇને આપુછું નામ. ૩૫
રાયો શ્રી બારમલજી પાયજ લાગે, એ કરજોડી આજ્ઞા માંગે;
માતાજી તુમે મેહરજ કરજો, ટીલાની પદવી કુંવરને દેજો. ૩૬
તપસે ટીલુંને દીસે સવાઇ, સાંભળી બોલ્યા આશાપુર આઇ;
નર નારી તો નમીને જાય, દેસળજી તણી વાર વંચાય. ૩૭
આપે રાજાને આપે દીવાંન, હુકમ હલાવે એકજ ભાંણ;
ક્ષત્રી વટમાં દીપે બેમાર, જાડેજા જાતે સોભે છે સાર. ૩૮
જોગ માતાએ જાંણી વર દીધો, પાટવી કુંવર પંસાયતો કીધો;
થાપી વાંસો ને બેસાડયો ટીલે, દેઇ આસીષ ગયે રંગીલે. ૩૯
ઝબકીને જાગ્યા બારમલજી રાય, કંકુને પગલે દીઠા એ લાંણ;
ટીલે બેસાડયો દેસળજી રાય, ઘર ઘર મંગળ ઓછવ થાય. ૪૦
પશ્ચિમ ખંડમાં વર્તાવી આંણ, વસીકરણ ઊગમતે ભાંણ;
ચૌદે રતનને નવે છે નિદ્ધી, આશી ભોમીયે સલાંમી કીધી. ૪૧
સાતમી લક્ષ્મીઓ પાટે કીધી, બાવાની સતા ઊપાડી લીધી;

# કચ્છના મહારાવ પ્રાગમલજીનો સલોકો.



સરસ્વતી માતા તુંજ પાય લાગુ, કહેવા સલુકો વરદાન માગુ;
સાચી જગતમાં માતા સરસ્વતી, બીક ભંજણને સદા ભગવતી. ૧
બ્રહ્માને બેટી બાળકુમારી, સેવકને શુદ્ધબુદ્ધિ આપજો સારી;
માતા વીનતી કરૂં તમારી, આસીષ સમપુરણ કરજો હમારી. ૨
સેવક જાંણીને થાજો તુમે સાય, રાયા શ્રી પ્રાગમલજી પશ્ચિમનો રાય;
હીંદુવો રાજા ધર્મી કહેવાય, જેના ગુણ ગાતાં સંકટ જાય. ૩
મોટી વિલાયતે રાજા સરકાર, જેહની બુદ્ધિ છે અપરમપાર;
આગબોટને અગ્નિ ચલાવે, વીના બળદે તો ગાડી ચલાવે. ૪
એક પલકમે જોજન જાવે, એસા નકસા તો કોઇક બતાવે;
રાંણીજી સાહેબ બડા હુંસીયાર, સાહેબ લોકોને પુછે તકરાર. ૫
કુંણ કુંણ મુલકમાં રાજા છે વંકા, કુણ કુણ મુલકમાં સરકારી શંકા;
કેસી મોલાતું કેસી અસવારી, એસા નકસા તો લેયો ઊતારી. ૬
હાજર હો નકસા દેખો સરકાર, દેખી દીલી ને સીંધ ગુજરાત;
કાબલ ગીજન શહેર કલાત, કચ્છકી માફીક તો નહી હે વીલાયત. ૭
વાંચી નકસા ને રાંણીજી હરખાય, પચ્છમકા સુબા જોવાના નરખાયા;
લખ્યા પરવાના ભુજ નગર કેરા, આજો રજવાડા મુંબાઈ બેરા. ૮
રૂડા લગનમાં પધાર્યા રાય, જાડેજા કુંણ કુંણ પુછાય;
ઠાકોર વાંકોજી કોઠારા કેરો, સાંધણ હો વાઘોજીયોજી બેજો. ૯
વાઘેલો લાઘોજી બેલાસર કેરો, ગોપલ હાથીજી અસવારી બેઓ;
વેજો રાંમલ ને સુરોખવાસ, અંગના ચાકર રાવજી પાસ. ૧૦
અમુમીયાં છે અકલ સવાઇ, અંગના ચાકર સાચા સીપાઇ;
મેતા જીવણનો નરભેજ રાંમ, ચોકી પહેરામાં કરે છે કાંમ. ૧૧
ચડી અસવારી નાંબત વાજે, ધરતીની ઉપરા બહુપરે બાજે;

ધમરાં પોરીને કુંજર કે હાંણુ, આવી સરકાર ઉપર દીધા મેલાંણુ. ૧૨
જાણે ઉગમતો ઝેરો ભાંણુ, ઠાંમ ઠાંમથી પોતી છે જાંણુ;
આવ્યા દેશના રાજા બહાદુર, સાથે સલાંમી ઉગમંતે સુર. ૧૩
આવ્યા વાઘજી સાહેબ ખેંગાર, આવ્યા મોલજી મેરા સરદાર;
આવ્યા મોરબીના રાજા કારભારી, બાવા અરજ સાંભળજો હમારી. ૧૪
બોલ્યા ભોમીયા વાગડ કેરા, ફરમાવો હુકમ ચાલીયે ભેળા;
પ્રીતથી બોલ્યા પછમનો સાંમ, આવ્યા નજરે તો પોતી સલાંમ. ૧૫
કરી સલાંમ ભોમીયા જાજે, ભલે સુંકને અસવારી ચડે;
અમદાવાદ આવ્યા મુંબઈ, સાહજાદા સુબા નરેખગા જુંઇ. ૧૬
વંકડો રાજા કલંગીદાર, બાંણુવળીમાં ખડો હુસીયાર;
મોતી જડીત્ર નંગ બીરાજે, બેઠા સભામાં કેસરી લાજે. ૧૭
ધન જોબનને માલ પરીવાર, મોર છાપની ચાલે ટંકસાર;
કોટ કીલાને મજબુત નાળા, અરૂધી મુંબઈમાં ઉનકા રખવાળા. ૧૮
રાયાશ્રી દેસલજી ખડો હુસીયાર, સરકારે આપેલ કોલ કરાર;
મારી વાઘને રીઝયો નરેસ, કાઢી જામને વારયો છે દેસ. ૧૯
એસા વંકા હમ નંવ દીઠા કોઈ; એહવા જોરવર રાજાને જોઈ;
ચડયો ગવરનર લઈ ધનાંમ, વારયો સહજાદો પોતી સલાંમ. ૨૦
નાયક કેશવજી મોતડી નામ, તેડી સાહુકારને પોત્યા સલાંમ;
ભલે પધારયા ભુજપતી રાય, શેઠ સાહુકાર હરખે ભરાય. ૨૧
આજ વડેરૂ ભાગ અમારૂં, દીઠું દરસન બાવાં તમારૂં;
સમુદ્રમાં બેડા જોખમ જાડા, ધરમ ધણીનો આવજો આડા; ૨૨
કઈક વીલાતે નાંખી વખાર, મોટુ નાંમ છે બાવા તમારૂં;
ખીર ખાંડને ધરતના સીધા, માલેક પધારી મોટેરાં કીધા. ૨૩
ખારા સમુદ્રમાં ચલાવી જાંજ, લેખે કમાણી લાખી છે આજ;
કચ્છ વાગડ માલેક બાવા, માસ એક તો નહી દઈએ જાવા; ૨૪
ખરચ ખુટણુ અમારે માથે, સાંકડી સુધી ચાલસુ સાથે;

મહાક્ષા તે સાથે સમપુરણકાંમ, અમને જોવાની ઘણી છે હાંમ. ૨૫
એમ શેઠ તણી એટલી અરજી, માને ન માંને બાવાની મરજી;
બોલ્યા બાવાં અમ્રતવાંણી, તમારી પ્રીત રૂદયમાં જાંણી. ૨૬
તમો સરીખા વેપારી મોટા, ખરચ ખુટ્યને નથી કંઇ ત્રોટા;
રોજ ટપાલ આવે ને જાય, ઘણા દીવસ તો કેમ ખમાય. ૨૭
કુંવરના કાગળ આવે છે પેલા, બાવા પધારજો ભુજ નગર વેલા;
તેડાવી વેપારી બેસાડયા પાસ, છત્રપતી તેમ દીધા તો દીલાસા. ૨૮
પહેરાવી પોસાક વારયા વેપારી, આગબોટમા ચડી અસવારી;
કાંઠે ઉભી છે કચ્છના રખવાળી, માતા તું પત રાખે હમારી. ૨૯
દેખી દરીયાને નવ ધરસો સકો, વાળ તુમારો નહિ થાય વંકો;
સાંમા પધારયા કુંવર સવાઈ, પગ જણુરો આસાપુર આઈ. ૩૦
આવી સહેરમાં કીધા ભલાઈ, ઠાંમ ઠાંમે તો પોતી વધાઇ;
કરે સાંમૈયા માજન કારભારી, સહેર શણગારી નરને નારી. ૩૧
ઘરે પધારયા પ્રાગમલજી રાય, સૌને ઘણો હરખજ થાય;
લોકો સરવે રાજીજ થાય, ઘણા હેતથી હરખે ભરાય. ૩૨

---

## લંકાપતી રાવણનો સલોકો.



સુકદેવ સ્વામી મોટા કેહવાય; તીરાંકને આવયા પરીક્ષત રાય;
પરીક્ષત કહેરે સાંભળો વાત, સ્વાંમીજી થાજો એક અખ્યાત. ૧
તે માટે તમને પુછુછુ વાત, સ્વાંમીજી તમો ભાખો અવદાત;
રાવણ કુંભકરણ કેણીપરે મારયા, મુંખમલ દઇ કેણીપરે શણગારયા. ૨
તે માટે તમો કહોને રૂષી, જેમ મુજમન થાય સંતોષી;
સુકદેવ કહેરે સાંભળોરાજ, લંકા ગઢનું કહેસુ મહીમાય. ૩

લંકા ગઢનું કહેસુ સલોકો, પ્રેમ ધરીને સાંભળજો લોકો;
ચૌદે દેસ મચ્છ દેસ જાણું, નગરી અનોપમ લંકા વખાંણુ. ૪
ગઢ કોઠા ને પોળ પ્રકાર, છયાસી જોજન નગરી વિસતાર;
લોક નગરીમાં સૌ કોઇ જાણુ, નિરધન દુખીયાની વાત ન જાણુ. ૫
ઘર ઘર દીસે સૌ કોઇ ધનવતી, રતન પરવાળાં માહે ગણુતી;
ચારે ખુણે ખાઇ સરખી બીરાજે, સાત સમુદ્રને પતાળ ગાજે. ૬
બાબત બાબતના દીસે દરવાજા, રાજ કરેછે રાવણુ રાજા;
કુંભકરણુ સરીખા જેને છે ભાઇ, છપન લાખ તો બેઠા સવાઇ. ૭
બાણુ લાખ તો બેઠા જમાઇ, એક એકથી અધીકો સવાઇ;
સહસ બત્રીસ રાવણુને રાંણી, તે માહે માનેતી મંદોદરી જાંણી. ૮
રૂપ તણો તો ન લહુ પાર, જાણુ હાથે સુઘડીઓ કીરતાર;
ત્યારે રાવણુ બોલ્યો વીચારી, હુંતો લાવું છું સીતવા નારી. ૯
લાવું સીતા તો મન હરખાય, મંદોદરી કહેરે સાંભળો રાય;
રખેરે બાળકની બુદ્ધિ કરતા, મુરખ થઇને સીતા હરતા. ૧૦
હરસો સીતા તો લંકા લુટાશે, નગરી ભાંગીને ચકચુર થાસે;
તે માટે તમે કહયુંજ કરજો, શ્રી એ સીતાનું નાંમ મત લેજો. ૧૧
ઝાઝુ બોલીસ તો વાત બગડશે, પાછળથી તેનો તુજને નડસે;
સાંભળ હો રાંણી રાવણુ બોલે, ન આવે કોઇ તારા કંથને તોલે ૧૨
મુજ બેઠા અહી કુંણુજ આવે, લાવું સીતા તો અનજ ભાવે;
લખયા છઠીના લેખ નવ જાય, લખ્યા વિધાત્રા ફેર નવ થાય. ૧૩
વીણુસે કારજને દીણી બુદ્ધી આવે, શુદ્ધ બુદ્ધ સઘળી નાસને જાવે;
રાજા રાંમને સીતવા નારી, જેહનો દેવરીઓ લક્ષ્મણુ ભારી. ૧૪
કરમ સંજોગે પામ્યા વનવાસ, આવી રહ્યા છે પંચવટી પાસ;
લક્ષ્મણુજી વનફળ લેવાને જાય, રામચંદ્ર મરઘલો મારવા જાય. ૧૫
મરઘો હો મુખ કરતો જાય, રાંમચંદ્ર મરઘાને પુઠેજ જાય;

રાવણ આવ્યો ભીક્ષા લેવા, સીતાજી ઊઠયા ત્યારેજ દેવા. ૧૫
કાપડી જાણી ભીક્ષાજ દીધી, બાંહુડે ગરહી તતખેણ લીધી;
જાઇ મારગમાં બોલે છે વાંગી, સીતાજી હોંજો રાવણ પટરાંણી. ૧૭
સીતાજી કહેર અવધ કરૂં છું, ઝાઝુ બોલીસ તો બાળી મારૂં છું;
તે માટે મારૂં કહયુંજ કરજે, માસ છ પછી જાણે તેમ કરજે. ૧૮
વળીતો રાવણ હૈયા વીમાસે, ભલા છ માસ હમણા વહી જાસે;
સીતાજી જાણે હવે સું થાય, રૂદન કરે ને દુખે ભરાય. ૧૯
ક્યાં ગયા રાંમચંદ્ર કેણી દસે જુયે, ચારે દાસે જુયેને ઘણાજ રૂવે;
સાંમીજી તુમે કરજો સંભાળ, જુગજીવન તુમ કરજો રખવાળ. ૨૦
પુર્વે પાપ કીધા અનેક, તેતો મુજને નડીયા છે છેક;
રાંમ લક્ષ્મણ બે સોધતા ફરે. એહવો દુખઠેરે સીતાને હરે. ૨૧
સઘળા વનને જોયા વસરાંમ, વળી જોયાં છે દેવના ઠાંમ;
ખાડા ખડીઆને પરબત પાખડીવા, સઘળે ઠેકાણે જઇ ફળીયાં. ૨૨
વળી જોયા છે પરદેસી ગાંમ, ક્યાંય ન લાદ્યું સીતાનું નાંમ;
રાજા રાંમ તો પુછે છે વાત, હવેસુ કરસુ લક્ષ્મણ ભ્રાત. ૨૩
બે ભાઇયે બેસી કીધો વીચાર, રાવણ સીતા હરી નીરધાર;
ઊઠો હનુમાંનજી બેગા જઇ આવો, શ્રીએ સીતાની ખબર લાવો. ૨૪
પાય લાગીને હનુમાંનજી હાલે, વીમાંન લઇને આકાસે ચાલે;
જઇ પોહોત્યા છે સીતવા પાસે, માતાજી થયા ઘણા ઊલાસ. ૨૫
નાંખી મુદ્રીને કર્યો વીચાર, મુજ માતાને પ્રીત અપાર;
રૂડું સમાચાર પુછે છે જતી, અમને ભુખ ઘણી લાગી છે સતી. ૨૬
પડયાં હનુમાનજી વનફળ ખાયે, ભીનાવજ્યા તમો નાસીને જાયો;
હનુમાંનજીને તો ચડી છે રીસ, માગી માળી પડાવી ચીસ. ૨૭
ભાગ્યા માળી લોકો ફરીઆદે આવે, રાજા રાવણને ખબર આવે;
લઇ લસકર અક્ષય કુમાર આવે, તેને મારીને સરગે મોકલાવે. ૨૮

લઇ લસંકરને ઇંદ્રજીત જાગીયો, આવી હનુમાનજતીને મળીયો;
જતણી બંધાણા નાગપાસ બાંધ્યુ, જાઇ રાવણને સુપયા છે જાણ્યુ. ૨૯
રાવણ કહેર વાંદરને વાત, આવડો ને કર્યો ઊતપાત:
માટે તાહરૂ છેદુજ સીસ, મુજને ચડી છે ઘણેરી રીસ. ૩૦
કોપ્યો હનુમાન તેણીજ વાર, તોડયા નાગપાસ ના લાગીવાર;
છલંગ મારી કુદયો છે બાર, તેહને કોઇ નથી ઝાલણહાર. ૩૧
વાંદર ને કહે રાવણરાય, કેમ તાહેરૂં મોતજ થાય:
હનુમાન કહેરે સાંભળરાય, ગાંમના ગોદડાં પુછે બંધાય. ૩૨
બાંધ્યાં ગોદડાં નવ લાગીવાર, પુછે લગાવી આગની સાર,
હનુમાનજી લંકા બાળીને જાય, પાછળ ફેરે તો સોનાની થાય. ૩૩
લઇ ચુડીને તતક્ષણ વળીયો; જઇ રાંમ લક્ષમણને મળીયો;
રાંમ ને આવી દીધી વધાઇ, હવે તો આપણે કરવી લડાઇ. ૩૪
કચ્છી ઘોડાને તેજી પાખડીયા, મોટી ઉમંગે રામચંદ્ર ચડીયા,
નીળા નવરંગ માંહે છોગાળા, વળી ચાલે છે અતી ઘણા પાળા. ૩૫
ફુમકીઆળા ગુંથયા છે કેસ, જોદ્ધા ચડયા છે નવ નવે વેસ;
હાથી ઘોડાને રથ અપાર, વાંનર સેના કીધી નીરધાર; ૩૬
સુગ્રીવ નામે તો રાજા બળવંતો, લસ્કર લઇને સાથે ચાલતો;
સોના રૂપાના માંગડાં સોહાગે. રતન જડીત પલાંણ જોઇયે. ૩૭
બાંધી હથીઆર સૌ કોઇ આવે, રાંમ લક્ષ્મણને અતી ઘણા ભાવે;
સભા માંહેતો એમ ઉચરતો, મુરત જોવને આપણ ચડવો. ૩૮
પુષ્ય નક્ષત્રને ગરૂજ વાર, તીથી પાંચમનો મુરત સાર;
જોદ્ધા ચડયા છે સરવે ઝુઝાર, લસકર સરવે, કર્યો તૈયાર. ૩૯
પેલી ફોજમાં હનુમાનજી હાલે, પાંચસો વાજા વાજીંત્ર ચાલે;
થર થર કંપે છે ચંદ્રને સુરજ, કટક દળ આવ્યો પાંણીને પુર ૪૦
રાંણી મંદોદરી સ્વપ્નું દીઠું રાંમનું કટક ઘર આવતાં દીઠું;
પ્રભાતે ઊઠી રાવણને કહે છે, રામ લસ્કર લઇ આવે છે. ૪૧

સાંભળો રાવણ વીનતી મોરી,મુજથી ગયા છે ઈંદ્રાદીક હારી;
સાત સમુદ્રને અતાગ માંણી, તે વચે નગરી માહેરી જાંણી. ૪૨
સાત પુરવની પાર બંધાવું, પાર બાંધી પથર ચણાવું;
પથર ચણાવી ખાઇ કરાવું, તેહ મધે વળી પાણી ઉતરાવું. ૪૩
પેલા પહોર તો કીધા પરીયાંણ, આવી રાંમ તો દીધા મેલાણ;
બીજે પહોર દેરાજ દીધા, રાંમના કારજ સર્વે સીધા. ૪૪
રાંમચંદ્ર તો બોલ્યા છે એવું,મુરખ રાવણ પાસેજ જાવું;
સીતા આપો તો મહેરજ કરીયે, લસકર લઇ પાછાજ ફરીયે. ૪૫
પાય લાગીને અંગદ રાજા, જાઇ પોહચ્યા છે લંકા દરવાજા;
દેખી બંધને બોલ્યા તેણીવાર, બાઇ પરોળીયા પરોળ ઉઘાર. ૪૬
પરોળીયો કહેરે કુંચી દરબાર, કુણ તારો દાકોર કુણ અસવાર;
સાચું બોલે તો ઉઘાડુ બાર, એહવું પરોળીયો બોલે છે સાર. ૪૭
બોલ્યા અંગદ તેણીજ વાર, રાંમ લક્ષમણ બે જોદ્ધા નીરધાર;
કટક દર લાવ્યા પાંણીને પાર, મેં જાણ્યું રાવણને મારસે હાર. ૪૮
માટે તેણે મુકયો આ દેસે, મારે જાવું રાજા રાવણ પાસે;
સાંભળી પોળીઓ એણીપરે બોલે, ન આવે કેઇ રાજા રાવણ તોલે ૪૯
રાંમ લક્ષમણ બે રાવણ હારે, એહવો જોરવર રાજા છે ભારે;
ત્યારે અંગદને ચડી છે રીસ, જાણે પોરોળીયાના છેદુજ સીસ. ૫૦
મુકી પાટુને ભાંગ્યાં કમાડ, ભાગ્યા પરોળીયા લીધી પછાડ;
ધસી લીધા પોળીયાના સીસ, અંગદને ચડી છે ઘણેરી રીસ. ૫૧
જાઇ ઉભા છે રાજા રાવણ પાસે, મુરખ રાવણ હૈયા વીમાસે;
આપો સીતા તો પાછાજ વળીયે, આવી પ્રભુને સીસજ ધરીયે ૫૨
રાવણ ઘણો કોપે ભરાય, યુદ્ધ કરવાને તેયાર થાય;
મહા પાકમી રાવણ રાજા, લડાઇ કરવાના વગડાવ્યા વાજા. ૫૩
લડાઈ થઇ છે અતી ઘણી ભારી, ઘણા જોદ્ધાને નાંખે છે મારી;

રાવણ રાજાને માર્યો છે હાર, રાંમને હાથે પામ્યા આધાર. ૫૪
રાંમ સીતાનો મેલાપ થાય, સોના મન ઘણા હરખાય;
લંકાપતીનો બિભીખણ રાય, સેને ઘણો આનંદ થાય. ૫૫
એહ સલુકો જુનો હતો સાર, ગયલા પદનો કર્યો આધાર;
વળી હતો તેજ અધુરો, સુધારી સરૂપચંદ કરયો છે પુરો. ૫૬
વળી સલુકો વીસતાર કીધો, ગલાલના પુત્રે જસજ લીધો;
એહ સલુકો કેણુજ કીધ, તેહની મુજને હતી નહી સુધ. ૫૭
સરૂપગલાલ બોલે વીચારી, મુંજ ઉપર કૃપા કરજો સારી;
ભુલચુકનો માફજ કરજો, ઉતમ પુરૂષના ગુણ હૃદયમાં ધરજો. ૫૮

---

## જીમણ છોડવાની રીત. ૧



પ્રથમ સમરૂ ગણપત દેવ, કાંમ કાજને કરૂંજ સેવ;
સમરૂ બ્રહ્મા સમરૂ અન, સમરૂ હું મોટરે મન ૧
તાતે સગી બેટી જાઇ, મરામેરસું બેસ મંગાઇ;
ખીર ખાંડકા કીધાંજ અહાર, દન દન પુત્રી વધે અપાર. ૨
સાત વરસકી કન્યા હુઇ, માત પિતાકે મનમાં ભઇ;
તેડાવો પંડીત પ્રધાન, કરવા સગપણનું થયુ છે મન. ૩
દીઠી સીંધને ગુજરાત, દીઠી લાહોર ને મલતાંન;
દીઠા કચ્છ વાગડ સરીખા દેસ, દીઠા મારવાડ વીગેરે પરદેસ. ૪
દીઠા સહેર પટણને ગાંમ, પુછયા સેઠ તણાં તીહાં નામ;
સેઠ તણો કુંવર છે આછો, કરો સગપણ મત મેલો પાછો. ૫
હુઓ સગપણ વડી વાત, સેવકને જમાડો ભાત;
સેવકજી ઘર પુછી વળીયા, સગે સંગા હેવે મળીયા. ૬

લગન તણીતો કરો તૈયારી, જાંન ચડી છે સરવે સારી;
કેઇ કેસરીયા કેઈ કસુંબળ, કઈ કસુંડાં સેગરકાબ. ૭
જાન ચડી છે સરવે સારી, આવી ઊતરી બાગ મોઝારી;
સાંમૈયાકી કરો તૈયારી, સાંમૈયો લઇ સામા આવ્યા. ૮
સાંમૈયો વાંઢી તોરણુ આયા, તોરણુ આવી દેવ સુહાયા;
હાથ મેલાવાકી કરો તૈયારી, હાથ મેલાતો ચોરી આવ્યા. ૯
ચોરી આગે ફેરા ખાયા, ભર ખોળાને લાડુ લાવ્યા;
સાસુ જમાડે છે કંસાર, વરકન્યાને હરખ અપાર. ૧૦
માથે ગઇ છે અડધી રાત, જમાડી જાંનરી જાત;
કાજળ ટીલી ટીલ ટીબાળી, નખરા કરતી બોલી નારી. ૧૧
સગી તું સગારી જાઇ, રમોડો બાંધણુકુ આઇ;
સબ જાનોમાં જાની એક, સરવે જાનની રાખી ટેક. ૧૨
જાંનૈયા છે ચતુર સુજાંણુ, મે છેડયા પાંચે પકવાન;
છુટી માતા જણે જાયા, છુટા સરોવર જીણુમે નાયા. ૧૩
છુટા ભુવાજી જેણે ઉછરયા, છુટી વાટ જીણુંસુ આયા;
છુટા વરરાજા પરણે આયા, છુટી જાંનડી મંગળ ગાયા. ૧૪
છુટો નાંનો મોટો સાપ, છુટો વરરાજા બાપ;
છુટો નાનો મોટો આખો, છુટો વરરાજાનો કાકો. ૧૫
છુટો નાંનો મોટો આંબો, છુટો વરરાજાનો મામો;
છુટો નાંનો મોટો હીરો, છુટો વરરાજાનો વીરો. ૧૬
છુટો નાંનો મોટો હાથી, છુટો વરરાજાનો સાથી;
છુટી નાંની મોટી રાઇ, છુટી વરરાજાની બાઇ. ૧૭
છુટી કાકી માંમીને ફુઇ, છુટી માસીને ભોજાઈ;
માંડવીઆ તમો આપો માંન, છુટી વરરાજાની સરવે જાંન. ૧૮
છુટા અડક દડક ભંડાર, છુટા કોઠીને કોઠાર;
છુટા લાડુ મુઠ સુહાવી, છુટા ખાજા ખંડ ખડોયાળા. ૧૯

ખુગ પાપડ પર પડીઆળા, છુટા ખાજેઠ ઘુઘરીઆળા;
છુટી લાપસી ચર ધારી, માંહે ઘી ગોળ નાંખ્યા છે ભારી. ૨૦
છુટો માદરીઆળો સીરો, માંહે દ્રાખ બદાંમવાળો;
છુટા પાપડને વડી, અમે જમીએ તમે દેખો ખડી. ૨૧
અમે જમીએ તમે જુઓ આડુ, અમે જમીએ મોતીયા લાડુ;
સુધારી બોલે સરૂપગલાલ, ઊતમ જાતની રીત રસાલ. ૨૨

---

## જમણુ હોડવાની રીત બીજી.



પ્રથમ પ્રભુને લાગુ પાય, માતા શારદા થાજે સાય;
શંભુ સુતનુ સમરણુ કરી, પદ બંધન બાંધુછું ફરી. ૧
કાંમની કહે છે કંથને વાત, ઊતમ છે આપણી જાત;
દશરથ દીધાં બાળક બેઉ, પ્રાણથી અધીકાં વાલાં તેઉ. ૨
જો કુળવતી કન્યા હોય, પુત્રનું સગપણ કરીએ તોય;
વાતુ કરતાં વીતી રાત, ઊગ્યા સુર્ય થયો પ્રભાત. ૩
ગોર દેવને ઘરેજ ગયા, હાથ જોડીને ઊભા રહ્યા;
પુત્ર તણું પ્રભુ સગપણ કરી, વાલમ આવજો વેલા વળી. ૪
જોશી સુકન જોવાને જાય, ભલાં સુકન જોઈને થાય;
બેઠયા બ્રાહ્મણ બે જણુ બાળ, જળ ભરતાં તો દીઠી નાંર. ૫
સુકન જોઈ કરે વીચાર, કાંમ આપણું પડશે પાર;
ગોર ગયા કન્યાને ઘરે, મારગમાં નવ લાગી વેર. ૬
માત પીતાના માંન્યા મંન, વરજોઈને થયા પ્રસન.
ભાઈ ભાણેજ ભેગા કીધા, કોરી બાર દોકડા લીધા. ૭
વીવાનો કીધો આરંભ, પાસે રોપ્યો માંણક થંભ;

વેદ વણુજં નીધી બાધી, ચોરીમાં ચલડી સીધી. ૮
નવ ગ્રહના પુજ્યા પાટ, વરરાજાતો બેઠા છે ખાટ;
ખાંભા વાઘા પેર્યા અંગે, લુણુ ગોરી તો બેઠી સંગે. ૯
વરઘોડો કીધો તૈયાર, પાછળ ગીત ગાય છે નાર;
વરરાજા બેઠા છે ઘોડે, બળે ચાલ્યા જોડા જોડે. ૧૦
સગા સંબંધી દીસે સાથ, તુરા બીડા દીધા હાથ;
આગે વાગે છત્રીસં વાજાં, ઢોલ સરણાઇ નોબત તાજા. ૧૧
હળવે હળવે ચાલ્યા જાય વરરાજા પેઠ્યા મંડપ માંય;
ત્રીઓ બ્રાહ્મણ ભણતો જાય, વર ઉભા છે ચોરી માંય. ૧૨
પ્રીતે પેરૂંખે કન્યા માત, આભુષણ પેર્યા જુદી જાત;
વરકન્યાને લાવ્યા તેડી; બેઉની બાંધી છેડા છેડી. ૧૩
રૂપા મહોર બાંધી છે છેડે, માત પિતા ઊભા છે કેડે;
સાડ અહારનું આપ્યું અમે, પીવા વેળા સૌને ગમે. ૧૪
વરને આપ્યું કન્યાદાંન, વળી આપ્યું છે તુળસી પાંન;
બાંધ્યાં થંભ ચોગના ચાર, ફેરા ફરે છે નરને નાર. ૧૫
ફેલાણું ફેલાઇ સાથે, ઘોર કરી છે વરની માથે;
સાસુ લઇ આવ્યા કંસાર, થાળ લઇ આવ્યા અહાર. ૧૬
જ્યારે જમવા આવી જાન, કન્યાને બાપે દીધા છે માંન;
આગળ પાછળ પંગત કરી, ચાર દીસા બેઠા છે ફરી. ૧૭
પાંણી લઇ ધોવરાવે હાથ, પાપડ વડીઓ દીધાં સાથ;
પેલા ઊઠ્યાં ગિરસણુ હાર, ચાવલ એક આપે આચાર. ૧૮
કોઠીંબાને કોચલાંને ફળી, તેલ મીઠામાં લીધા તળી;
ભાજી બીંગને રતાક, કંકોડાના કીધા છે શાક. ૧૯
તુવેર મગ ચણાની દાળ, બાટી ચુરમાને કંસાર;
માલ તાલને મેસુરપાક, બાસુદી પુરી દુધપાક. ૨૦

સવાકુ સીરા અત્રીસા ખાકુ, ઘી ખાંડ ફુદીના શાકુ;
શીવજી વચાસની એવી ટેવ, આદીમાં ફુટા અન દેવ. ૨૧
ફુટા વેદના લખનાર, ફુટા સગપણના કરનાર;
ફુટા માત પીતાને ભ્રાત, ફુટી સર્વે જાતની જાત. ૨૨
ફુટી ફુરીપર નાર, ફુટી મુંબઈને મલબાર;
ફુટા સાક પાકને પકવાંન, ફુટી વરરાજાની સરવે જાન. ૨૩
ખબા કહેર સુણો ભગવાંન, સૌથી ઉતમ કન્યાદાંન;
આસીરવાદ અમારો એમ, વરકન્યા રહેજો કાયમ. ૨૪

---

## જમણ છોડવા ત્રીજો



ઘોડા બેવર ફુધરાં, બળધા બેવળ રાસ;
ફુટા બત્રીસ ભોજનાં, અન પાંણીને ઘાસ. ૧

---

## પાંણી છોડવા



કાળો ઘેટો કર કરીયાળો, ચાર ખુટ ફરે નગળો;
ચરે દ્રાખ આરોગે પાણી, કુબ બાંધે મડકાં પાણી;
પાણી છે અરણીને ઝરણી, પાંણી છે સુરજની કરણી,
પાંણી વળી છે દાબરીયે કુવે, દાબળી કુવે કોયલ ટહુકે.
મારી સાળી ચતુર સુજાણી, જળ ભરીને લાવી ઝાળી;
ઝાળી માંહે લો જે તણું, ફુટા પાંણીને કરજો ચણુ.

---

## પાંણી છોડવાનો બીજો



સરવે ચીજ મોટી કહેવાય, તે વીના ઘડી ન રહેવાય,
પરમેશ્વર કરયો સંસારને જાંણી, પેહેરા છુટા નીરમલ પાંણી.

---

## ખાટ ( પલંગ )



સુતારીઓ છે ચતુર સુજાણ, ખાટ ઘડી છે આપ પ્રમાણ,
લખ્યા ચીતરને લખીયા મોગ, લખી છે પાંચ પાંડવની જોડ;
પાંચે પાંડવ સગા ભાઇ, છુટી ખાટ સુઆરે જાઇ.

---

## ઘરેણા છોડવાની રીત



સમરૂન સમરૂ મોરી માય, ગુરૂ ગૌતમને લાગુ પાય;
ઘરેણા છોડવાની કહુંછું વાત, સાંભળજો તમે મારા ભાત. ૧
વીવા તણો અવસર છે સાર, ઊભા રહે છે નરનાર;
લાવી મુકયો સુથાંનો થાળ, છોડી સુથ જમો આ વાર. ૨
સાસુ ઊભાં જુવે છે સાર, પેહેરા છુટો કોટનો હાર;
આવી ઊભી લાડાની સાળી, પછી છુટી નાકની વાળી. ૩
વેવણ ભરજો મોરી બાથ; છુટી છે, નાક તણીજ નથ;
વેવણ મનની છે ગોજ ખોટી, ત્યારે છુટે કાનની ત્રોટી. ૪
સાથે ઉભો જાનનો જોડા, છુટયા છે વળી પગ તણોજ ત્રોડા;

વેવણ ઊપાડે મોટા ભારો, ત્યારે છુટો કાટનો પારો. ૫
વેવણ નજર કરી જુઓ લાંબી, જુયો તો છુટી પગની કાંબી;
વેવણનો રાજી થયા છે મનડા, ત્યારે છુટો કાનનો પનડો. ૬
છુટા વેઢ સાંમા ધર્યા; જાણુ કારીગર સોનીના ઘડયા;
છુટા અડકણ રૂપાના, છુટા વાડલા ચાંદીના. ૭
છુટા જરમર સોનાની, છુટી પાંદડી કાંનાની;
છુટો હાયણો કાંનજ કેરો, છુટો ફુલ નાકમાં પેરો. ૮
છુટી પાટી હાથમાં ઘેરો, સાની પાટી ઓતરમાં કરો;
છુટી ઝુગળી જમાઈત દીયો, ત્યારે વેવાઈ વીચારજ કીયો. ૯
છુટો કણદોરો આંપો સાર, નહીકા મુકો પાછો ઠાર;
સારા માણસ એહેવી વાત, સાંભળજો તુમે ખરેજ ખાત. ૧૦
એહવી રીતે સુથ સરવેને છોડે; ઘણુ કરખાથી બોલે જોડે;
ઊતમ નરની વાત છે એમ, નાયપણે તે કરસે કેમ. ૧૧
કહમ માણસની હલકી જાંત, તેતો કરસે નીચથી વાત;
કહે સરૂપગલાલ સુણોરે ભાઈ, નીચની સંગત નવ કરસો જાઈ. ૧૨

---

## સુથ ( ઘરેણા ) છોડવાના બોલ.

અમે ગયા હતા રાધનપુર, સાંમા મળીયાં માળી;
જીમણ વાળા જમી ગયા, નાક પધારો વાળી.
અમે ગયા હતા અમદાવાદ, માલનો લાવ્યા ગાડલા. જી. કાંડે પધારો વાડલા.
વેવાઈ વેવણ વેઢી પડયા; વાત થઈ છે લાંબી, જી. પગ પધારો કાંબી.
વેવણ સુતી વાડામાં ચોર આવી ગયા ચોરી; જી. કાન પધારો [illegible]
વેવણ સુતી વાડામાં, [illegible] આવી [illegible]: જી. નાકે પધારો [illegible]

વેવણ વેવાઇ વઢી પડયા, વેવણ મારો જોડો, જી૦ પગ પધારો ત્રોડો.
વેવાઇને આવ્યો દીકરો, નામ દીધો બારો, જી. કાટ પધારજો પારો.
વેવાઈ વેવણ વઢી પડયા, વેવાઇ ખાધા માર, જી. કોટ પધારો હાર.
વેવણ ગયા હતા તળાવે, તીહાંથી લાવ્યા માટી, જી. હાથ પધારો પાટી.
અમો ગયાં હતાં જાનમાં, ઘણા હરખાણો મનડો, કાન પધારો પનડો.
જાનડી આવેલા ફુટાણા, વેવાઇને કીધો ઢેઢ, જી. હાથ પધારો વેઢ.
અમે ગયા હતા તળાવે, નાહી થયા નરમળ, જી. કાટ પધારો ઝરમર.
વેવાઇ ગયા હતા વાડીમાં, તીહાંથી લાવ્યા ડુગરી, જી. કાન પધારે ઝુમણી.

---

# નેમનાથનો શલોકો.



સરસ્વતી માતા તમ પાયે લાગુ, દેવગુરૂ તણી આજ્ઞા માગુ;
જીભ્યા અગરે તું બેસજે આઇ, વાણી તણીતો કરજે સવાઇ. ૧
આઘો પાછો કોઇ અક્ષર થાવે, માફ કરજો દોષ ન આવે;
તગણ ચગણુને જગણના ઠાઠ. તે અાદે ગણ્યુ છે આઠ; ૨
કીયા સારાને કીયા નખેદ, તેનો નવ જાણું ઉદારથ ભેદ;
કવીજન આગળ મારી શી મતિ, દોષ ટાળજો માતા સરસ્વતી. ૩
નેમજી કેરો કહું શલોકો, એકે ચીતથી સાંભળજો લોકો;
રાણી શીવાદે સમુદ્ર રાજા, તે કુળે આવ્યા કરવા દીવાજા. ૪
ગરભે કારતક વદ બારસે રહ્યા, નવ મસવાડા આઠદીન થયા;
પ્રભુજી જન્મ્યાની તારીખ જાણું, શ્રાવણ સુદ પંચમી વખાણું ૫
જન્મ્યા તણીતો નોબત વાગી, માત પીતાને કીધા વડભાગી;
તરીયા તોરણ બાંધ્યાં છે બહાર, ભરી મુક્તાફળ વધાવે નાર. ૬
અનુક્રમે પ્રભુજી મોટેરા થાય, ક્રીડા કરવાને નેમજી જાય;

સરખે સરખા છે સંગાથે છોરા, લટકે બહુ મુના રુવંગી તેરા. ૭
રમત કરતા જાય છે તીહાં, દીઠી આયુધ શાળા છે જીહાં;
નેમ પુછેછે સાંભળો ભ્રાત, આ તે શું છેરે કોને ઉતપાત. ૮
ત્યારે સરખા સહુ બોલ્યા તે વાણુ, સાંભળો નેમ ચતુરસુજાણુ;
તમારા ભાઇ કૃસ્નજી કહીએ, તેણે બાંધવા આયુધ જોઈએ; ૯
શંખ ચક્રને ગદા એ નામ, બીજાને બાંધવા ઘાલે નહીં હામ.
એવો બીજો કોઇ બળીઓ થાય, આવાં આયુધ તેને બંધાય; ૧૦
નેમ કહે ઘાલુ હું હામ, એમાં ભારે શું મોટું છે કામ.
એવું કહીને શંખજ લીધો, પોતે ત્રણનડી નાદજ કીધો; ૧૧
તે ટાણે થયો મોટો ડમડોલ, સાગરનાં નીર ચડ્યાં કલ્લોલ;
પરવતની ટુંકો પડવાને લાગી, હાથી ઘોડા તો જાય છે ભાગી.— ૧૨
ઝબકી નારીઓ નવ લાગી વાર; તુટ્યા નવસેરા મોતીના હાર;
ધરા ધરૂજીને મેઘ ગડગડીઓ, મોટી ઇમારતો તુટીને પડીઓ. ૧૩
સહુનાં કાળજાં ફરવાને લાગ્યાં, સ્ત્રી પુરૂષ તો જાય છે ભાગ્યાં;
કૃષ્ન બળભદ્ર કરે છે વાત, ભાઇ આતે શો કીધો ઉતપાત. ૧૪
શંખનાદ તો બીજે નવ થાય, એવો બળીઓ કોણ કહેવાય;
કહાડો ખબર જે આતે શું થયું, ભાગ્યું નગર કે કોઇ ઉગયું. ૧૫
તે ટાણે કૃષ્ન પામ્યા વધાઇ એતો તમારો નેમજી ભાઇ;
કૃષ્ન પુછેછે નેમને વાત, ભાઈ આતે સો કીધો ઉતપાત. ૧૬
નેમજી કહે સાંભળો હરી, મેંતો અમરતી રમત કરી
અતુળીબળ દીઠુ નાનુડે વેસે, કૃષ્નજી જાણે રાજને લેસે; ૧૭
ત્યારે વીચાર્યું દેવ મોરારી, એને પરણાવુ સુંદર નારી,
ત્યારે બળ એનું ઓછુંજ થાય; તોતો આપણે અહીંયાં રહેવાય. ૧૮
એવો વીચાર મનમાં આણી, તેડયાં લક્ષમીજી આદે પટરાણી,
જળક્રીડા કરવા સરવે જાઓ, નેમને તમે વીવા મનાવો; ૧૯

આલી પટરાણી સરવ સાંજે, આલો દેવરીઆ નાવાને કાજે,
જળક્રીડા કરતાં બોલ્યાં રૂખમણી. દેવરીઆ પરણો છબીલી નારી; ૨૦
વાંઢા નવ રહીએ દેવર નગીના, લાવો દેરાણી રંગના ભીના;
નારી વીનાતો હવે કેમ ચાલે. કરી લટકોને ઘરમાં કોણ માલે. ૨૧
ચુલો ફુંકશો પાણીને ગળશો, વહેલા મોડા તો ભોજન જમસો;
બારણે જાશો અટકાવી તાળુ, આવી અસુરા કરશો વાળુ. ૨૨
દીવાને બતી કોણ જ કરશે, લીંપા વીના તો ઉચેરા વળસે;
વાસણ ઉપર તો નહી આવે તેજ, કોણ પાથરશે નમારી સેજ. ૨૩
પ્રભાતે લુખો ખાખરો ખાશો, દેવતા લેવા ચાંન્દરે જાસો;
પેટની વાત કોને કહેવાસે. તે દીન નારીના ઓરતા થાશે. ૨૪
પરણ્યા આવીને પાછા જે જાસે, દેશ વીદેશ વાતો બહુ થાસે;
મોટાના છોરૂ નાનેથી વરીયા; મારૂં કહ્યું તો માંનો દેવરીયા. ૨૫
સારે સતભામા બોલ્યાં ત્યાં વાણ, સાંભળો દેવર ચતુરસુજાણ,
ભાભીનો ભરૂસો નાશોને જાસે, પરણ્યા વીના કોણ પોતાની થાશે. ૨૬
પહેરી ઓઢીને આંમણીએ ફરસે, ઝાઝાં વાનાંતો તમોને કરસે;
ઉચામન ભાભીકેરા કેમ સેહેસો, સુખ દુખની વાતો કોને કહેસો. ૨૭
માટે પરણોને પાતળીઆ રાણી, હુંતો નહી આપુ નાવાને પાણી;
વાંઢા દેવરને વીશ્વાસે રહીએ, સગા વાહાલામાં હલકાંજ થઈએ. ૨૮
પરણ્યા વીનાતો સુખ કેમ થાસે, સગાને ઘેર ગાવા કોણ જાશે;
અગ્રેસ રંધાવા કોને મોકલશો, તમે જસોતો શી રીતે ખલસો, ૨૯
દેરાણી કેરો પાડ માનીશું, છોરૂ થાશે તો વીવા માંડીશું;
માટે દેવરીઆ દેરાણી લાવો, અમપર નથી તમારો દાવો. ૩૦
ત્યારે રાધીકા આધેરાં આવી, બોલ્યાં વચનો મોહુ મલકાવી;
શી વાતો કરો સરવે સખી, નારી પરણ્યાની રમત નથી. ૩૧
કાયર પુરૂષનું નથી એ કામ, વાંપરવા જોઇએ ઝાઝેરા દામ;

ઝાંઝર નેપુરને ઝીણી જવમાળા, અણવટ વીછુઆને પાટે રૂપાળા. ૩૨
પગ પાને ઝાંઝી ઘુઘરીયો જોઇએ, મેટ સાંકળે ઘુઘરા સોઇએ;
સોના ચુડો ધાવરીના ઘાટ, છલ્લા અંગુઠી અરીસાના હાટ. ૩૩
ઘુઘરી પોંચીને વાંક સોનેરી, ચંદન ચુડીની ભાત બરેલી;
કલી સાંકળી ઉપર સાંકળ મોરા, મરકટ બાજુબંધ નંગ જડેલાં. ૩૪
દુગી પાટીયાં જડાવ જોઇએ, કાળતમાંડીએ મનડુ મોહીએ;
કાળી સોકોએ ઘુઘરીઆળી, મનડુ લોભાય ઝુમણું ભાળી. ૩૫
નવસેરો હાર મોતીના માળા, કાને ટોડા સોનેરી ગાળા;
મચકણીઆ જોઇએ મુગટ ઝળઝળતા, ઝીણા મોતી પરોવ્યાં તાળના. ૩૬
લીલાવટ ટીલડી સોહે બહુ સારી, ઉપર દામણી મુક્તની ભારી;
ચાર ચુંદડી ગરચોળા સાડી, પીળી પટોળી મુક્તાની ભાતે. ૩૭
બાંટ ચુંદડી કસબી જોઇએ, દશરા દીવાળી પહેરવા જોઇએ:
મોંઘા મુલના કમખા કહેવાય, એવડુ નેમથી પુરૂં કેમ થાય. ૩૮
માટે પરણવાની ના કહે છે નાથ, નારીનું પુરૂં શી રીતે થાય;
ત્યારે લક્ષ્મીજી બોલ્યા પટરાણી. દીયરના મનની વાતો મેં જાણી. ૩૯
તમારૂં વેણ માથે ધરીશું એટલું પુરૂં અમે કરીશું;
માટે પરણોને અનોપમ નારી, તમારો ભાઇ દેશે મોરારી. ૪૦
બત્રીશ હજાર નાર છે જેહને, એકનો પાડ ચડશે તેને;
માટે હૃદયેથી ફીકર ટાળો, કાકાજી કેરૂં ઘર અજવાળો. ૪૧
એવું સાંભળી નેમ ત્યાં હસીયા, ભાભીના બોલ હૃદે વસીયા;
તાંહાતો કૃષ્ણને ઘેર દીધી વધાઇ નીશ્ચે પરણશે તમારો ભાઇ. ૪૨
ઉગ્રસેન રાજા ઘેર છે બેટી, નામે રાજુલ ગુણની પેટી:
નેમજી કેરો વીવા ત્યાં કીધો, શુભ લગનનો દીવસ લીધો. ૪૩
મંડપ બાંધ્યા કૃષ્ણજી રાય, નેમને નીત ફુલેકાં થાય;
પીઠી ચોળેને માનની ગાય, ધવળ મંગળ અતી વરતાય. ૪૪

તરીયા તોરણ બાંધ્યા બહાર, શોહાગણ ત્યાં નેમને ગાય.
જાનઇયા સજાઇ કરે ત્યાં સારી, હલચલ હરે દેવ મોરારી. ૪૫
વહુવારૂ વાત કરે છે છાને, નહી રહાગે ઘેર જઇસુ જાને;
છપનકરોડ જાદવનો સાથ, ભેળા કૃશ્નને બળભદ્ર ભ્રાત. ૪૬
ચડીયા ઘોડલે મેના અસવાર, સુખપાલ કેરો સાથે નહી પાર;
ઘોડવેલ ચારઠો બગી બહુ જોડી, મેના ગાડીઓ જોતરા ધોરી. ૪૭
બેઠા જાદવ વેડ વાંકડીઆ, શોભે શોવરણ હીરલે જડીઅ;
કડાંપુચીઓ બાજુબંધ કરકીઆ, સાલે દોસાલો એનેછે રશીયા. ૪૮
છપનકોટી બરાબરોઆ જાણુ, બીજા જાનઇઆ કેટલા વખાણુ;
જાનડી સોભે બાળુડા વેશ, વીંવકે મોતી પેરોવ કેસ. ૪૯
ધોળા શણગાર ધર્યા છે અંગે, અલંગની ચાલે અતીઉછરંગે;
લીલાવટ ટીલડી દામણી ચળકે, જેમ વીજળી વાદળે સળકે. ૫૦
ચંદ્રવદનીને મ્રગનેત્રી, શીલકી જેના નાગ શી વેણી;
રથમાં બેસી બાળીક ધવરાવે, બાળી પોતાનુ ચાર સમજાવે. ૫૧
એક અનુક્રમે નાર છે ઝઝી, ગાય ગીતને થાય છે રાજી;
કોઇ કહે છે ધન રાજુલ નારે, નેમ સરીખા પામી ભરથાર. ૫૨
કોઇ કહે પુન્ય નેમનું ભારી, તે થકી મળીયાં રાજુલ નારી;
એમ અન્યો અન્ય વાદ વદે છે, મહોડા મલકાવી વાતો કરે છે. ૫૩
કોઇ કહે છે અમે જઇશું વેહેલે, બળદને ધીતો પાછશું પહેલે;
કોઇ કહે મારા બળદો ભારી, પોંચી ન શકે દેવ મોરારી, ૫૪
એવી વાતોના ગપોળા ચાલે, પોત પોતાના મગનમાં મહાલે;
બોતેર કળાને બુધ્ધ વીશાળ, નેમ નાહીને પેહેરે શણગાર. ૫૫
પેહેરી પીતાંબર જરકશી જામો, પાસે ઉભા છે નવશાનો મામો;
માથે મુગટ હીરલે જડીયો, બહુ મલો છે કસબીનો ઘડીયો. ૫૬
બારે કુંડળ બહુ મુક્ત મોતિ, શેહેરની નારી નેમને જોતી;
કંઠે નવસરો મોતીનો હાર, બાંધ્યા બાજુબંધ નવ લાગીવાર; ૫૭

દશે આંગળીએ વેઢને વીંટી, ઝીણી દીસે છે સોનેરી ચીટી;
હોંગ બહુ જડીઆ પાણીના તાજા, કડાં સાંકળાં પહેરે વરરાજા. ૫૮
મોતીનો તોરો મુગટમાં ઢળકે, બહુ તેજથી કલગી તો ચળકે;
રાધાએ આવી આંખડી આંજી, બહુ ડાહીછે નવ જાએ ગાંજી. ૫૯
કુમકુમનું ટીલું કીધુંછે ભાલે, ટપકું કસ્તુરી કેરૂ છે ગાલે;
પાન સોપારી શ્રીફળ જોડું ભરી પોસને ચડયા વરઘોડે. ૬૦
ચઢી વરઘોડો ચકલામાં આવે, નગરીની નારી મોતીએ વધાવે;
વાજાં વાગેને નાગારંગ થાએ, નેમ વીવેકી તોરણ જાય. ૬૧
ધુસરા મુસળને રવઈઓ લાવ્યાં, પુંખવા કારણ સાસુજી આવ્યાં;
દેર વીમાને જોય છે ચડી, નેમ નહી પરણે જાશે આ ઘડી. ૬૨
એવામાં કીધો પશુડે પોકાર, સાંભળો અરજી નેમ દયાળ;
તમે પરણસો ચતુર સુજાણ, પ્રભાતે જાશે પશુઓના પ્રાણ. ૬૩
માટે દયાળુ દયા મનમાં રાખો, આજ પશુડાંને જીવતાં રાખો;
એવો પશુઓનો સુણી પોકાર, છોડાવ્યાં પશુડાં નેમ દયાળ. ૬૪
પાછા ફરીયા પરણ્યા તે નહી, કુંવારી કન્યા રાજુલ રહી,
રાજુલ કહે છે ન સરીયાં કાજ, દુસ્મન થયાં પશુડાં આજ. ૬૫
સાંભળો સખે રાજુલ કહે છે, હરણીને ત્યાં એ ળભો દેજે;
ચંદ્રાને તેં લાંછન લગાડયું, સીતાનું હરણ તેં તો કરાવ્યું. ૬૬
મારી વેળા ક્યાંથકી જાગી, નજર આગળથી જાને તુ ભાગી;
કરે વીલાપ રાજુલ રાણી, કરમની ગતી મેં તો નવ જાણી. ૬૭
આઠ ભવની પ્રીતીને ઠેલી, નવમે ભવે કુંવારી મેલી;
એવું ન કરીએ નેમ નગીના, જાણું મન રંગના ભીના. ૬૮
તમારા બાપએ રણમાં રઝળાવી, તેતો નારી ઠેકાણે ન આવી;
તમે કુળ તણો રખોપો ધારો, આજ આવ્યો છે તમારો વારો. ૬૯
વરઘોડે ચઢી મોરો જસ લીધો, પાછા ફરીને ફજેતો કીધો;
આંખો આંજીની પાઠી ચોળાવી, વરઘોડે ચઢતાં શરમ ન આવી. ૭૦

મોટે ઉપાડે જાન બનાવી, જાભીઓ પાસે ગાણું ગવરાવી;
એવા ઠાઠથી સરવેને લાવ્યા, સ્ત્રી પુરૂષોએ શુભ ભજાવ્યા. ૭૧
ચાનક લાગેતો પાછે । ફરજો, સુભ કામ અમારૂ કરજો;
પાછા ન વળીઆ એકજ ધાન દેવા માંડયું ત્યાં વરસી દાન ૭૨
દાન દઈને વીચાર કીધો, શ્રાવણ સુદ ૬ નો મહુરત લીધો;
દીક્ષા લીધી ત્યાં નવ લાગી વાર, સાથે મુનીવર એક હજાર. ૭૩
ગીરનારે જઈને કારજ કીધું, પંચાવનમેં દીન કેવળ લીધું;
પામ્યાં વધાઈ રાજુલ રાણી, પીતા ન ગણ્યાં ચાંગળુ પાણી. ૭૪
નેમને જઈને ચરણે લાગી, પેહેજ પાસે મેં જ ત્યાં માગી;
આપો કેવળ તમારી કહાણું, હું તો શોકને જોવાને જાઉં. ૭૫
દીક્ષા લઈને કારજ કીધું, ઝટપટ પોતે કેવળ લીધું;
મહ્યુ અખંડ એવાતણુ ગાજ, ગયા શીવસુંદરી જોવાને કાજ. ૭૬
સુદની આઠમ અસાડ માસી, નેમજી વરીયા શીવવધુ નારી;
નેમ રાજુલની અખંડ જોડી, ... કેમ થાશે મારી વાડી. ૭૭
જથારથ કહુ છુંઘી અમારું, ... સુખ તો કેવો જાણું;
ગાશે બાજુસને ધ્યાન સાંભળશે, તેના મનોરથ પૂરા તે કરશે. ૭૮
સીતનું ધાંન રૂદીએ જે ધરશે, તેતો શીવવધુને નારચે વરસે;
સંવત એગણીસે શ્રાવણ માસ, વદની પાંચમનો દીવસ ખાસ. ૭૯
વાર શુકરનુ ચોઘડીયું સારૂ, પ્રસન થયું મનડુ મારૂ;
ગાંમ ગાંગડના રાજા રાય સંગે; કીધો સલોકો મનને ઉછરંગે; ૮૦
મહાજન ભાવ થકી મેં કીધો, વાંચી સલોકો સારો જશ લીધો;
સોહેર ગુજરાત રેહેવાશી જાણો; વીશાશ્રીમાલી નાત પ્રમાણો. ૮૧
પ્રભુની કીરપાથી નવનીધ થાય, બેઉ કર જોડી સુરશશી ગાય;
નામ દેવચંદ પણ સુરસશી કહીએ, બેઉનો અરથ એકજ લઈએ ૮૨
દેવચંદ સુરચંદ છે શશી, રથીક વાચી રૂદીઆમાં વશી.

# જુગટું વિશે ભાષણ.



હે માહેરા બંધુઓને વીનતી પુરવક કહેવામાં આવે છે જે આજકાલ આપણા દેશ મધે જુગટું રમવાનો ચાલ બહુ વધતો જાયછે તે ઠીક નથી માટે ઓ ભાઇઓ તમે જુગટું રમસો તો તમારી લોકો હાંસી કરસે ને ઘર કામ પણ કઇ થાશે નહીં ઊલટા ઘરના પઇસા ખોઇ આવોછો, તેમ આપણે જુગટું રમીને પઇસાદાર થયા નથી. માટે એ વ્યસન તજવા લાયક છે, ને તે મધે કેટલું બગાડ થાય છે. ને તમો જુગટું રમતા હશો તેથી તમને ઠીક લાગતું હશે આપણને જરાપણ કોઇ અપમાન કરે અથવા કુવચન બોલે તો તેની સાથે લડી પડીયે છીએ, પણ જુગટું વીશે કહે તો તમને જરાપણ રીસ નથી લાગતી, હે ભાઇઓ વાહરે વાહ આટલી અપકીરતી છતાં તમો જુગટું રમોછો, તે તમને સારૂ લાગતું હશે માટે આપ સમજુ ને ચતુર થઇને આપણે ઉત્તમ જાતના થઇને હલકા માણસના માફક જુગટું રમવું લાયક નથી, ને એ સારા માણસનું કામ નથી માટે એ નઠારી ટેવ છોડવા લાયક છે. તે છોડતાં તમને કોઇપણ દુખ પેદા થશે તો તેના જામીનગીર હું છું, માટે હે માહેરા પ્રીય ભાઇઓ આ ટેવ મુકવા લાયક છે. મુકવાથી ઘણા ફાયદા થશે, પરમેશ્વરના ગુન્હાથી મુકત થશો, વળી પણ સતજુગમાં નળ રાજા તથા પાંડવ જુગટુથી દુખ પામ્યા છે તે આપ નથી જાણતા. આ ટેવ મુકવાથી તમારી ઘણી ઇજત વધશે માટે આપ સમજુ થઇ નઠારી ટેવ મુકશો તો સુખ થશે.

લી૦ આપનો પ્રીય બંધુ સરૂપચંદ મગલાલ.

# ઉધમ કરવો ને નવરા ન બેસવું.



હે ભાઇઓ આપ ઉદ્યમ નહી કરો તો તુમ ઘણા દુખી થશો. કારણકે ઉદ્યમ નહી કરવાથી ઘરની માબીત્રની કરેલી કમાંણી પુંજી હશે તે થોડુથોડુ ખાઇ જસો: ને આપના ઘરના સારાસારા દાગીના પણ વેચીને ખાઇ જસો. વળી પણ કહેવત છે કે ખાધે સમુદ્ર પણ ખુટે, ને વળી પણ કહેવત છે કે, ટીપે ટીપે સમુદ્ર ભરાય, કાંકરે કાંકરે પાળ બંધાય, માટે આપને નવરૂ ન બેસવું, જે થોડુ ઘણું બનતાં સુધી ઉદ્યમ કરવો. કહેવત છે કે, ઉદ્યમે લક્ષમી, માટે કોઇની ગરીબી હાલત હોયતો કોઇક ભેગા પગારદાર રહેવુ અથવા આપના ગુંજાસ પરમાણે ધંધો કરવો, આપને બાદક ન આવે તેવી મજુરી કરવી; ઘણા ઘણાને માબીત્ર મુદલ કંઇ પુંજી છોડી જતા નથી તોપણ ઉદ્યમી થઇને તાલેવર થઇ ગયા છે. માટે કરમ મધે લખ્યુ હોય, પણ ઉદ્યમ વગર મળતુ નથી; માટે ઉદ્યંગ વીસે ચીત રાખવું. આજકાલ આપણા દેસીભાઇઓ નીરઉદ્યમીને લીધે, આપણા દેસની કેટલી દોલત પરદેસ મધે જતી રહી છે, માટે વીલાયતના માણુસ કેવા હુનરી છે જે આપણા દેસની દોલત સરવે હરણ કરી છે, માટે આપ જરા વીચાર કરો જે ઉદ્યમ વીસે ચીત રાખસો તો ઘણા સુખી થસો, વળી નવરા બેસવાથી એટલો તો બગાડ થાસે, તે તમને થોડાક કહી સંભળાવું છું એક તો સમજુ હસો તો ઘરની દુખની ચીંતામાં શરીર સુકાઇ જશે ને જુવાન હસો તો પરસ્ત્રી દેખી તે ઉપર ખોટી નજર કરશો ને વળી નવરાથી લેણુ દેણુ કોઇ પણ કારણથી કોઇકથી કજીઆ કરશો માટે હરકોઇ જાતનુ ઉદ્યમ સીખવું, તેને આપણુ બાદક નથી ને હુશીયાર પણું કહેવાસે, માટે હે ભાઇઓ આળસ તજીને ઉદ્યમ કરશો. તો મન ચીતવેલ કામ પાર પડસે, એવા કેટલાક દ્રષ્ટાંત આપના દેખવામાં આવે છે માટે ઉદ્યમ કરશો તો ઘણા સુખી થસો, એજ વીનતી હૃદયમાં વીચારજો.

દા. આપનો પ્રીયબંધુ કુમઠીયા સરૂપચંદ મલાલ.

( સમાપ્ત. )

## અગાઉથી ખરીદનાર



### નગરપારકર

૫ કાંટીઆ કરસન કુંઅરજી
૫ કુબડીયા સગાળ ડામરસી
૫ રાણાશ્રી રણછોડજી હમીરજી
૧ કુબડીયા સરૂપ સોમજી
૧ કુબડીયા મુળજી ભવાન
૧ વોરા ભાઇચંદ દીપચંદ હેડમાસ્તર કાસબો

૨ સોની જુઠા ભાણજી
૧ મેતા તેજસી મુળચંદ
૧ કાટીયા ભાઈચંદ ચતુર
૧ કાંટીયા સવચંદ જોઈતા
૧ શા. મુલજી રતનસી બીડીવાળા
૧ મેતા લવજી તેજસી
૧ વોરા પોપટ અમરસી
૧ વોરા ખેતસી તેજપાળ
૧ વોરા પાનાચંદ જોઈતા
૧ કંદોઈ વીરજી દેવચંદ
૨ મેતા સરૂપ કુંવરજી
૧ લાલણ નીમજી મોતી
૧ સાધુ નથુરામ ઓધવદાસ
૧ કુબડીયા ભીમજી હંસરાજ
૧ સોની કરમણ ગણેશ
૧ બ્રાહ્મણ ધનજી હરજી
૨ ઠા. પરમાનંદ લધાણી

૨ ઠા. સવજી માવજી
૨ ઠા રૂપસી કરમણ
૧ ઠા. રામજી મોતી
૧ ઠા. દેવજી પ્રધાન
૧ ઠા. જેઠા લધાણી
૧ ઠા વલ્લભજી કુંવરજી
૧ ઠા. રાણા ભારમલ
૧ ઠા સરૂપ સવજી
૧ ઠા દેવા પદમશી
૧ ઠા. જેઠા ગણેસ
૧ ઠા. ખેતસી વાઘજી
૧ ઠા. પ્રેમજી મોતી
૧ ઠા ડામજી સામજી
૧ ઠા. પીતાબર લાલજી
૧ ઠા. ગણેસ નરસીંગ
૧ ઠા. અવચળ રવજી
૧ ઠા. વાલજી રતનશી
૧ ઠા. રતનશી માનજી
૧ ઠા. નેણસી જેરામ
૧ ઠા. માધવજી પ્રેમજી
૧ સુનજી ભીમજી હેમરાજ
૧ સુનજી દાનજી ભીમજી ખત્રી
૫ ખત્રી અમરસી પદમજી
૧ ખત્રી હેમા મીઠુજી

૨ ખત્રી ત્રીકમા લાડણ
૧ ખત્રી હેમા લાડણ
૧ ખત્રી સવજી ડુંગર
૧ ખતરી અણદા ગણેસ
૧ ખતરી ધરમશી પરાગજી
૧ ખતરી તેજા ભાણજી
૧ ખતરી હરજી મોનજી
૧ ખતરી પચાણ લધાંણી
૧ ખતરી નથા પ્રેમજી
૧ ખતરી મુળજી મોતીરામ
૧ ખતરી કાળીદાસ આણંદ
૧ ખતરી નાગજી ભાણજી

## પીથાપુર

૨ ઠાકોર કેસરસીંગજી ભેરજી સોઢા
૧ વડેરા અમરસી પરાગજી
૧ વડેરા કાળીદાસ ડોસા

## વીરાવાવ

૨ સોઢા અમરસીંગ સામસીંગજી
વીરાવાવના ઠાકોર
૧ સોની મયારામ કસલાજી
૧ સોની પથુજી ઈસલાજી
૧ સોની અવચળ વાંકાજી
૧ ખતરી દયારામ માનજી
૧ ખતરી લધા દયારામ
૧ ઠા. સરૂપ માધવજી
૧ ઠા. રામજી સામલાજી
૧ ઠા. સરૂપ જેરામ
૧ ઠા. મલુ રાણાજી
૧ ઠા. સવજી દાનજી
૧ ઠા. દોલજી પાલ
૧ સોની પીતાંબર મોનજી
૧ ઠા. કાનજી જાદવજી
૧ ઠા. સરૂપ મોતીરામ
૧ ઠા. રાણા ગણેસ
૧ ઠા. નાગજી વલમજી
૧ શા. મગન મયાચંદ
૧ ફુગડીયા પોમસી જેઠતા
૧ સાધુ જાનકીદાસ હાસીરામ
૧ બાભણ માલા મેઘજી
૧ મેતા નીમજી ખેંગાર
૧ ફુબડીયા સવચંદ મયાચંદ
૧ મેતા વલમજી પ્રેમજી

## આધીગામ

૧ ઠકર મનજી રામજી
૧ ઠકર ખેતસી રામજી
૧ ઠકર વાઘજી રામજી
૧ ઠકર રામજી પ્રેમજી
૧ ઠકર પ્રાગજી મલુ
૧ શા. પદમશી શાભણી

૧ ઠકર આંપસી રામજી
૧ શા. કલ્યાણ જેરાજ
૧ શા. દેવશી કલ્યાણ
૧ શા. ઉગમ પદમશી
૧ શા. નીમજી ચતુર
૧ કુળડીયા કુવરજી વજાવી
૧ કુળડીયા મયાચંદ રામજી
૧ ઠા. રાણા ખીમજી

## ખારડીયો

૧ ઠકર ખેતસી નારણ
૧ ઠકર બારમલ પુંજા
૧ ઠકર ખીમજી કશલા

## મોહરા

૨ ઠા. સરૂપ કસલાણી
૧ ઠા. રામજી ભીકાણી
૧ જોશી ચુનીલાલ રામજી
૧ ઠા. અમરશી ગંગારામ
૧ ઠા. સરૂપ દામોદર

## ચુડગામ

૧ મેતા પ્રેમચંદ મગનલાલ
૧ મેતા પરસોતમ ખેતસી
૧ મેતા ફુમચંદ પ્રેમચંદ
૧ દોસી કાળીદાસ કસ્તુર
૧ મેતા પીતામ્બર મોતી
૧ શ્રીમાળી ભગવાનલાલ પરસોતમ
૧ મેતા કેસરી છતમલ
૧ મેતા અનોપ મયાચંદ
૧ મેતા નેમ્બાલ મોતી
૧ મેતા ત્રીભોવન લાધચંદ થાંના
૧ મેતા પોપટલાલ કેવળ
૧ દોસી મગન જેરાજ
૧ ગોરજી ધરમચંદજી અમરસીજવ
૧ શેઠ વીરચંદ મયાચંદ
૧ મેતા હરશન નથુ
૧ મેતા કાળીદાસ જેઠા
૧ મેતા ડુંગર છગન
૧ ખતરી ભવાન સવજી
૧ ખતરી દેવરાજ મોવીંદજી
૨ મેતા વીરચંદ રામજી

## મીઠી

૧ બ્રાહ્મણ ચુનીલાલ લક્ષારામ હરસી-
સનનો ભીજ
૧ બ્રા. હરીસનદાસ મોરાર
૧ બા. મનસુખ આસનદાસ
૧ ઠકર ટેકુમલ પહુમલ
હેડ માસ્તર આધીગામ
૧ ઠકર ચાંદુમલ લીલુમલ
માસતર ટેકુનો ભીજ
૧ સો[illegible]

## ગઢડા રોડ (સીંધ)

૨ વાસુ. નીબાજી ઈસરદાસ

૧ શા. કેવળ લખમીચંદ

૧ બા લખમીચંદ પ્રેમચંદ ડાલી.

૧ શા. નીલારામ લધુરામ

૧ શા. મથરા પ્રાગદાસ

૧ શા. ગોકળ

૧ શા. રામજી

### ચુડીઓ

૧ કુબડીયા ખેતસી દીપચંદ

૧ શા સરૂપ પાનાચંદ

૧ ઠા. મોતી માધવજી

૧ મેતા દેવસી ભવાન

### બેલો

૨ ઠા. વાઘજી રામજી હધુ

૧ ઠા. ડામજી રૂપસી

૧ ઠા. બેચર લાલજી

૧ ઠા. રણછોડ નાનજી

### ઊચોસણ

૧ વડેચા ત્રીભોવન પોપટ

### દુધવા

૧ શેઠ વીરચંદ કસ્તુર

### બારૂતરી

૧ શેઠ પરખા અલાબ

### બાલેર

૧ રોલીયા અભીર ટોકર

૧ રોલીયા ઉતમ બાદર

૧ રોલી જુદર

### રાણુપર

૧ બાબણુ અમરા પાતાજી

### રામપરો

૧ લાલણ મનજી ડામર

૧ લાલણ જીતમલ જવેર

૧ લાલણ નીગજી ગોકળ

૧ વોરા અનોપચંદ લવજી

### બેરાણો

૧ કુણડીયા બેચર ટોકર

૧ સંઘવી ખેતસી હાલાણી

૧ દોસી વીરજી ઉજમ

૧ દોશી માણુકચંદ હેમચંદ

### ગોલપ

૧ મેતા જીતમલ લાલજી

### હુરસડ

૧ વોરા જગસી વજેચંદ

### છાછરો

૧ સોની પુનમચંદ સંગ. રામ

### વાવ

૧ ખતરી લાલચંદ રામજી

૧ ખતરી હરીરામ રામજી

૧ ખતરી રવજી કાનજી

### કાનરોગામ

૧ ઠા. રામજી દુદાણી

## બાખાસર

ઠા. સવજી માવજી હમુ

૧ ઠા. મુળજી ગોપાળ

૧ ઠા. જવેર સામજી

૧ ઠા સરૂપા મલુ

## બારકુવો

૧ ઠા. મેમણ સધીક ઉમર

૧ લાલણ કરમણ રાયમલ

૧ લાલણ ઉજમ જસરાજ

## કુવારા

૧ શેઠ ખેતશી ચંદ્રભાણ

૧ ગાંધી ચુનીલાલ રૂપસી

## ઇસમાલકોટ

૧ ડા. મોરૂમલ કોગારામ

હેડ માસ્તર વીસરાવ

## રડકો

૧ લાલણ દેવસી પોપટ

૧ લાલણ સરૂપ ભાઈચંદ

## છાત્રા

૧ વોરા હુકમ કુંવરજી

૧ વોરા ભદવજી કુરરજી

## કાસવો

૧ ઠા. હરચંદ અમરા

## કઠેરો

૧ ઠા. જીવા ગંગારામ

## રવ

૧ શેઠ જવેર રામજી

## લોહરાણી

૧ શા. ખેતસી બેચર

## આમચેરો

૧ ઠા. સખરામ હેમજી

## વેધ

૧ ભટ નાગેશ્વર નારણજી



# સુચના.



સરવે ભાઇઓને ખબર આપવામાં આવે છે ફક્તજ પાંચસો નકલ છપાવી છે તે મધે અ કરી છે. માટે જેને મંગાવવા હોય તે જલદીથી કીમત ફક્તજ ત્રણ આના રાખવામાં આવી છે.

મળવાનુ ઠેકાણું.

કુબડીયા સરૂપચંદ ગલા

મુ○ નગર પારકર જીલ્લે સીંધ

મેતા પ્રેમજી મગનલા

મુ○ સુઇગામ.

રોહીવા ભુદર મનજી

મુ○ ભાભેર.

---

# છપાય છે.



ગોડીચા તથા મેઘા કાજલના ઢાળીઆં મુની નેગ વીજય કૃત હજુ સુધી છપાયો નથી અમો તે સુધારીને છપાવવાની મરજી કરી છે તે મધે ગાડીયાનું વર્ણન પણ કરવામાં આવસે. વધારે હકીકત ફારમથી જાણસો માટે જૈન ભાઇઓ અગાઉથી ખરીદ કરવા મહેરબાની કરજો એવી અમને આસા છે. કીમત સવા આનો.

દા○ સરૂપચંદ.